આવવા કાગળ લખ્યો. પણ ત્યાં તો રાજારામે ચોખ્ખી ના પાડીઃ “મારે મોહનને હમણાં નથી પરણાવવો.” તે આવ્યો પણ નહિ.

જીવરામની વધતી જતી ઈર્ષ્યામાં નિરાશા અને પરાજયનો દ્વેષ વધ્યો. પણ તે કશું કરી શક્યો નહિ. ઊલટું પોતાના પરાજયનો ખુલાસો કરી, પોતાની પ્રતિષ્ઠાનો બચાવ કરવો પડે એવી તેની સ્થિતિ થઈ ગઈ! પણ તે તેણે બહુ કુનેહથી કર્યું. શાસ્ત્રનું રહસ્ય સમજાવતો હોય એવી ઝીણવટથી, જગતનું કલ્યાણ ઇચ્છતો હોય એવા સદ્ભાવથી અને પાપીને રૌરવમાં પડતો જોતો હોય એવી કરુણાથી, આર્યોના નૈમિષારણ્યરૂપ બ્રાહ્મણવાડાની પેડલી ચોવાડ કે આંગણામાં ઘરડા અને જુવાન બ્રાહ્મણો આગળ એણે વારંવાર કહ્યુંઃ “આપણી નાત જેવી રીત બીજે થવી નથી. ઘરડાં કરી ગયાં છે તે બહુ ડહાપણથી કરી ગયાં છે. પહેલાંના વખતમાં ઘરડાંની આમન્યા કેવી પળાતી? આ બેઠા ગોપાળજી કાકા! માથે ધોળાં થવા આવ્યાં ત્યાં સુધી બાપના દેખતાં એમણે છોકરાંને કોઈ દી તેડ્યાં નથી કે રમાડ્યાં યે નથી? મોટાં હોય ત્યાં સુધી નાનાં તો વહેવારમાં જાણે શું? મોટાં કરે એ જ થાય. ને આ તો વહેવારમાં સમજવું નહિ; ને મોટાંનું કર્યું થવા ન દેવું! ભીમજી ભટની કન્યા શી ખોટી હતી? એટલો બધો શો કરમીવટો ફાટ્યો જ'તો'તો તે એ કન્યાની ના પાડી? એની ના પાડીને એ બીજા કોની લઈ આવવાનો છે? જુઓને હું તો કહું છું, આવતી લક્ષ્મીની ના પાડી છે તે સારું થવાનું નથી. હવે કન્યા મળવી ન મળવી એ તો પ્રારબ્ધ ઉપર છે, પણ ભગવાનની આગળ દાંતે તરણાં લઈને કહું છું: મહારાજ, એમને સાજાં નરવાં રાખજો. બધી ખોટ ખમાશે પણ માણસની ખોટ ખમાશે નહિ! દેશકાળ બહુ બદલાઈ ગયો! હજી નસીબમાં શું જોવાનું હશે તે કોણ જાણે?” આની આ વાત તેણે અનેક દિવસ ફેરવી ફેરવીને કહી અને સાંભળનારા આમાંનું શું માનતા, કેટલું માનતા

એ તો કોણ કહી શકે ?—પણ બધા સાંભળતા હતા ખરા ? કશું જ સાંભળવાનું ન હોય એના કરતાં જે કાંઈ હોય તે સાંભળી લેવું શું ખોટું ? અને સાંભળવામાં તેમને કયાં કશું નુકસાન જતું'તું ?

એક વરસ રાજારામે, જીવરામના અનેક ઠપકાને માન આપીને, છોકરાને નાતમાં મોકલવો જોઈએ તેવા આગ્રહને વશ થઈને, પણ તે સાથે છોકરાને નાનપણથી એકલા મુસાફરી કરતાં આવડવું જોઈએ એવા પોતાના વિચારથી, મોહનને સરાદિયાં ઉપર એકલો અદાવડ મોકલ્યો. મોહન જે દિવસ અદાવડ આવવાનો હતો તે દિવસ જીવરામને યજમાનમાં જવાનું હતું એટલે તેણે પોતાના દીકરા જયંતીને ટ્રેન ઉપર મોકલ્યો.

અદાવડથી ચારેક ગાઉ સ્ટેશન હતું. સ્ટેશન માત્ર ફ્લૅગ સ્ટેશન હતું. સાંઝે દિવસ આથમ્યા પછી ગાડી આવી. જયંતી જરા મોડો પડ્યો હતો એટલે ટ્રેન દેખી તે દોડતો આવતો હતો. તેને દોડતો આવતો જોઈ, મોહન બારીમાંથી નાની ટ્રંક નીચે ફેંકી અને બારીમાંથી ઠેકડો મારી, નીચે ઊતર્યો. એ, સ્ટેશને ઊતરવાની બાજુ નહોતી, એટલે હવે બીજી બાજુ જવાને બદલે, ઝટ ઘેર જઈને મળવાના ઉત્સાહમાં અને કાંઈક ટિકિટ ન આપવાની બહાદુરીમાં, ટિકિટ આપવા ન જતાં બન્ને જણા ઉતાવળા ઉતાળવા ગામ ભણી જવા લાગ્યા.

અંધારું થવા માંડ્યું હતું. ચારે બાજુ નજર પહોંચે ત્યાં સુધી એક સરખો સપાટ પ્રદેશ હતો. ક્ષિતિજ એક સરખી ગોળ દેખાતી હતી. માત્ર બાવળ, ખીજડા, કેરડા, કઢંગા થડવાળી પીલુડીઓ, પૃથ્વીની રુંવાટી જેવી કયાંક દેખાતી હતી. રાતના અંધારાથી પૃથ્વીનો રંગ વિચિત્ર અને છેતરામણો દેખાતો હતો.

જયંતીએ મોહનને મદદ કરવા તેના હાથમાંથી ટ્રંક લીધી, અને

"અલ્યા, આટલી નાનીમાં આટલો બધો ભાર શો?" પૂછ્યું. મોહન વાંચવાની શકયતા વિચાર્યા વિના બને તેટલી ચોપડીઓ સાથે લાવ્યો હતો. તેણે કહ્યું: "ભાઈ, તમને ય મજા પડશે એવી ચોપડીઓ છે. સરસ વાર્તાની છે." જયંતીએ ઉપાડવા કહ્યું, પણ રાજારામે મોહનને બને તેટલું કામ હાથે કરવા શિખામણ આપેલી તેથી, અને શહેરી હોવા છતાં પોતે નબળો નથી એમ બતાવવા, તેણે ટૂંક પોતે જ રાખી; કચ્છો વાળી, ટોપી ખીસામાં મૂકી, હાથ બદલાવતો, કોઈ વાર ખભે ચઢાવતો તે ચાલ્યો.

વરસાદ ઘણા દિવસથી રહી ગયો હતો, પણ હજી લોકોનો અવરજવર શરૂ થયો નહોતો અને રસ્તા કે કેડી પડી નહોતી. જયંતી માર્ગનો ભોમિયો હતો. તે અટકળે અટકળે રસ્તો જોતો સાવચેતીથી ચાલતો હતો. બન્ને જણા વાતો કરતા કરતા રસ્તે જતા હતા. રસ્તે જતાં જયંતીએ મોહનને કહ્યું કે તું જરા થોડે સુધી જઈ ઊભો રહેજે, હું થોડી વારે તને ભેગો થાઉં છું. મોહન ચાલવા માંડ્યો અને રોકાવાને બદલે તેણે વધારે ધીમી ગતિથી ચાલવા માંડ્યું. થોડીવારે જયંતી તેની પછવાડે ચાલવા માંડ્યો ત્યાં તેણે ઓચિંતી મોહનની ચીસ સાંભળી અને એક ક્ષણમાં મોહનને કળણની અંદર ખૂંચી જતો જોયો. તે દોડીને પહોંચ્યો પણ ત્યાં જઈને જોયું તો મોહનનું એક પણ ચિહ્ન રહ્યું નહોતું, ઉપર કચરો પૂરેપૂરો ફરી વળ્યો હતો. એક અનંત ઊર્મિ, અનંત આશા, અનંત શકયતાવાળા, અનેકની સાથે અનેક રીતે સંકળાયેલા માનવીને ધરતી ગળી ગઈ. પણ જાણે કશું જ બન્યું ન હોય એવું દેખાતું હતું! જયંતીએ ચારે બાજુ જોયું. એનું એ અર્થહીન જડ આકાશ, એની એ પૃથ્વી, એનાં એ ઝાડ! કયાંઈ જ કશો જ ફેરફાર નહોતો!

પણ માણસ પૃથ્વી જેવું ઉદાસીન કે તટસ્થ થઈ ને રહી શકતું નથી. એ બનાવને માટે જયંતી જરા પણ જવાબદાર નહોતો.

પણ આ ભયંકર બનાવનું માત્ર સાક્ષીપણું પણ તે પેલી ધરતીની પેઠે ઠંડે પેટે ગળી જઈ શક્યો નહિ, તેનું હૃદય કે જીવન એટલી વાતને અંદર સમાવી શક્યું નહિ. તે એકદમ ગભરાઈ ગયો. એ ઠંડી સ્થિર પૃથ્વી તેને ઘડીભર ડોલતી દેખાઈ! એટલી વિશાલ પૃથ્વી અને એટલું વિશાલ આકાશ પણ તેના અંતરને ચારે બાજુથી ભીંસ દેતું તેને લાગ્યું. તેને કશું સૂઝયું નહિ. તે રડી પણ ન શક્યો. તેણે ચારે બાજુ જોયું પણ કોઈ માણસ તો શું પણ પશુ કે પક્ષી પણ તેને ધીરજ આપવા ત્યાં હાજર નહોતું. હિમ પડે ને ઊભી પાંગરેલી વનસ્પતિ જેમ મરી જાય તેમ તે ઘડીભર સ્તબ્ધ થઈ રહ્યો! પછી એ સ્તબ્ધતાથી જ થોડી વારે થાકીને ઢોરની પેઠે કેવળ ઘરના આકર્ષણથી ચાલવા લાગ્યો!

ઘેર ગયો ત્યાં જીવરામ આંગણામાં ઊભો હતો. તેણે જયંતીને આવતો જોઈ કહ્યું: "કોણ જયંતી? કેમ આટલું મોડું થયું?" જયંતી એકદમ રડી પડયો અને રડતો રડતો જીવરામને વળગી પડયો.

જયંતીના રડવાના ચિત્કારથી જીવરામ સમજી ગયો કે આમાં કાંઈક ભેદ છે. તે ભેદની વસ્તુ જાણ્યા વિના તે એનું સ્વરૂપ કળી ગયો કે એમાં એક બાજુ મોહન અને રાજારામનું કંઈ અનિષ્ટ છે અને એમાં બીજી બાજુ જયંતીનો બચાવ કરવાની જરૂર છે. એક બાજુ તેની ઈર્ષ્યાવૃત્તિ સંતોષાઈ અને બીજી બાજુ તેની જયંતીનો બચાવ કરવાની સ્વાર્થવૃત્તિ ઉત્તેજાઈ. પાણી સ્વાભાવિક રીતે પોતાનો રસ્તો શોધી કાઢે છે, એટલી જ સહેલાઈથી, જરા પણ ભાનપૂર્વક વિચાર કર્યા વિના, તેના માનસે કાર્યદિશા નક્કી કરી નાખી. ધ્રૂશકે ધ્રૂશકે રડતા જયંતીને છાતીમાં દબાવી તેણે તત્કાળ કહ્યું: "તેમાં રડે છે શું? મોહન ન ઊતર્યો? તે આજે નહિ નીકળ્યો હોય તો કાલે આવશે. તેમાં શું થઈ ગયું?" એટલામાં જીવરામની વહુ દયા

ઘરમાંથી બહાર આવી ને તે પણ કહેવા લાગી: "જયંતીનું મન બહુ પોચું. માણસોનાં છોકરાં તો કેવાં કઠણ કાળજાનાં હોય છે! અને આ તો એક આજે ભાઈન ઊતર્યો એટલામાં કેવો થઈ ગયો?" ફળીનાં માણસો ભેગાં થઈ ગયાં હતાં તેની પાસે ફરી પ્રચાર કરવાનો જીવરામને લાગ મળ્યો: "મારા જયંતીનું હૃદય બહુ કૂણું! મોહન ગાડીએથી ઊતર્યો નહિ એટલામાં કેટલો ગભરાઈ ગયો? એને મન મોહન સગા ભાઈ જેવો છે. એના મનમાં જરાય કળજગ પેઠો નથી!" જયંતીએ આટલી વારે ડૂસકું થોભાવી કહ્યું: "ત્યારે એ કેમ નહિ ઊતર્યો હોય? એને કાંક થયું હશે તો?" મનની અસહ્ય અસહાયતામાં તેણે માબાપનો માર્ગ પકડી લીધો હતો. ઘડીને જૂઠું બોલવા જેટલી એનામાં શક્તિ નહોતી. જીવરામે પોતાનું પ્રચારકામ આગળ ચલાવ્યું: "એ તો કાંઈ કારણ હશે ને નહિ મોકલ્યો હોય, તે કાલે મોકલશે. આજ સામો કાળ છે ને ન મોકલ્યો હોય તો ઊલટું સારું. મને તો આવવાનો કાગળ આવ્યો ત્યારેજ થયું'તું કે આજ ન મોકલે તો સારું, પણ એ તો સાહેબલોક! શી ખબર કાળબાળે ય જોવરાવતાં હશે કે કેમ? ને એ તો મોકલવાનું કહીને ફરી જાય એવાં છે. એમને નાતજાતની શી પડી છે? અમને એના છોકરાનું આટલું લાગે છે પણ એનું એને કાંઈ નથી! સગાઈની ના પાડીને ઊભો રહ્યો! તોય તને બહુ ચિંતા થતી હોય તો કાલે કાગળ લખીને પુછાવશું. ટ્રેન ઊપડી ગયા સુધી રોકાણો'તો ને?" જયંતીએ હા પાડી એટલે તેણે ફરી ચલાવ્યું: "એ તો તારે આવવાનું મોડું થયું એટલે હું સમજી જ ગયો'તો, કે રોકાવાને લીધે જ વાર લાગી હશે. નહિતર દીવાટાણાથી બહુ મોડું થતું નથી. લે ચાલ, છાનો રહી જા, કાલ કાગળ લખશું."

રાત આખી જયંતીને દુ:સ્વપ્નો આવ્યા કર્યા. કોઈવાર તે મોહનને કળણમાં કળી જતો તરફડિયાં મારતો જોતો, તો કોઈવાર

તે જાણે કળણમાંથી બહાર નીકળી, મને કેમ ન કાઢ્યો, એમ ડોળા કાઢી ડરાવતો દેખાતો, ને કોઈવાર જાણે તેને પોતાને મોહન કળણમાં ઊંડે ઊંડે ખેંચી જતો હોય એવો આભાસ થતો હતો. રાતે બે ત્રણ વાર તે ગભરામણમાં રડતો રડતો જાગી ગયો, અને ત્યારે જીવરામે તેને વધારે સાન્ત્વન આપવા પોતાની વધારે ઊંડી ફિલસૂફીનું રહસ્ય રાતના એકાંતમાં સમજાવ્યું: "એમ પારકાંની ચિંતામાં રોઈએ નહિ! દુનિયાં છે, કંઈ કંઈ બને, ને એમ બીજાંને દુઃખે દુઃખી થઈએ તો આરો ન આવે. આપણે આપણી મેળે આપણું સંભાળીને બેસીએ." આ બધું તેણે સત્યના અને સ્વાર્થના એટલા આવેશથી કહ્યું કે જયંતીને ખાનગી વાત કરવાનો વિચાર આવ્યા પહેલાં જ અટકી જાય.

બીજે દિવસે જીવરામ નિશાળના માસ્તરને ત્યાં પોસ્ટકાર્ડ લેવા નીકળ્યો ને જતાં રસ્તામાં જેટલા મળ્યા તેમને, અને નિશાળે જઈ માસ્તરને પણ, મોહન ન આવ્યાની, જયંતીના પોચા મનની ને રાજારામની અણસમજ, અવળાઈ, અશ્રદ્ધા વગેરેની વાતો કરી પોસ્ટકાર્ડ લીધું. પોસ્ટકાર્ડમાં લખ્યું કે 'મોહન ઊતર્યો નથી, તે તમે નહિ મોકલ્યો હોય, તો હવે ક્યારે મોકલશો ને મોકલવાનો વિચાર ફેરવ્યો હોય તો તેમ લખશો; આજ હું પોતે સ્ટેશને જઈશ, ને ઊતરશે તો લેતો આવીશ, તેની ચિંતા કરશો નહિ, પણ જયંતીને બહુ ચિંતા થાય છે માટે કાગળ લખ્યો છે.'

તે દિવસે સ્ટેશન તરફના ગામમાં યજમાનવૃત્તિને અંગે જવાનું હતું એટલે પાછાં ફરતાં તે ટ્રેન ઉપર થતો આવ્યો. આગલે દી ભાઈનો મોહન ઊતર્યો નહોતો એમ સ્ટેશન ઉપરના સાંધાવાળાને પૂછી ખાતરી કરતો આવ્યો. ને ઘેર આવી ફરી જયંતીને ખભે હાથ દઈ સાન્ત્વન આપ્યું કે મોહન નહિ જ આવ્યો હોય.

ત્રીજે દિવસે કાગળ કે તારથી પુછાવવાની રાહ જોયા વિના રાતના રાજારામ અને તેની પત્ની સંતોક, નાની સાત વરસની વસંતને લઈને આવ્યાં. તેઓ પણ સ્ટેશને સાંધાવાળાને પૂછતાં આવ્યાં હતાં. તેમને ઘરમાં પેસતાં જોઈ જીવરામ જરા આભો બની ગયો. સંતોક "હાય હાય ભાભીજી, મોહનનું શું થયું હશે?" કહી દયાની છાતી ઉપર માથું નાખી મોટેથી રડી પડી. જયંતી પણ રડવા માંડચો. વસંતે કશું સમજ્યા વિના સાથે સાથે ભેંકડો તાણી રડવા માંડચું. જાણે હમણાં જ કોઈ મરી ગયું હોય તેવી રડારોળ સાંભળી ફળીનાં માણસો ઘરમાં ને બહાર એકઠાં થયાં, પણ એવું કશું બન્યું નથી, તેમ જ મોહનના પણ કશા નવા સમાચાર નથી જાણી ધીમે ધીમે વિખરાઈ ગયાં.

રાતે જમ્યા પછી બે ભાઈઓ ભેગા બેઠા. રાજારામે ખાતરીથી કહ્યું કે મોહનને પોતે જાતે જ સ્ટેશને બેસાડી આવ્યો હતો, અને બેસાર્યો ત્યારે તદ્દન સાજોસારો હતો. જીવરામે કહ્યું: "પણ સાંધાવાળાને પૂછ્યું તે પણ ઊતર્યાની ના કહે છે!" અને રાજારામે પણ એ વાતની હા કહી. છતાં રાજારામે કહ્યું: "પણ આપણે જયંતીને તો પૂછીએ! અલ્યા જયંતી! કહે જોઈએ, તેં મોહનને ઊતરતો નહિ જોયેલો?" પણ જયંતી રડવા જ માંડચો. જીવરામે અત્યાર સુધી જે વાતો કરી હતી, જે યોજના અને સૃષ્ટિ રચી હતી, તેમાં તેને બીજું કશું કહેવાનો અવકાશ જ રહ્યો નહોતો.

બીજે દિવસે રાજારામ અને જીવરામે રીતસર તપાસ શરૂ કરી. જયંતીને સાથે લીધો. 'તું કયે રસ્તે ગયો ને આવ્યો' તે પૂછ્યું, પણ રસ્તા જ પડચા નહોતા ત્યાં જયંતી શું બતાવે, ને ત્રણ દિવસનાં જૂનાં પગલાં હોય તે પણ શી રીતે વરતાય? અટકળે અટકળે બધે ફર્યા પણ કશો પત્તો લાગ્યો નહિ. અને ધરતી તે

કાંઈ ઓછી જ બોલવાની હતી? ધરતી બોલતી હોત તો માણસજાત માટે તેને શું શું કહેવાનું હોત!

ત્યાંથી જયંતીને ઘેર મોકલી બંને ભાઈ નજીકને મોટે સ્ટેશને ગયા. બધે તાર કર્યા, વર્તમાનપત્રોમાં, લાગતાંવળગતાંમાં લખ્યું, વગેરે ઘણું કર્યું. સાંજે વળી ભેગાં થયાં ત્યારે સંતોકે લાજમાંથી કહ્યુંઃ "માનો ન માનો જયંતીભાઈ કંઈક જાણે છે ને કહેતા નથી." જયંતીની માએ તરત જવાબ આપ્યોઃ "વળી જાણવાનું શું હતું જે? છોકરો ઊતર્યો નથી, પછી એ શું જાણે? બિચારો મોહનની ચિંતામાં અરધો તો થઈ ગયો છે? એને પાછો તમે વધારે સતાવશો માં!"

રાતે સંતોક કે રાજારામ કોઈને ઊંઘ આવી નહિ. કશા પણ પુરાવા વિના બંનેને, 'જયંતી જાણે છે, પણ કહેતો નથી' એ જ વહેમ ફરી ફરીને આવ્યો ને એની જ તેમણે વાત કરી.

બીજી બાજુ જયંતીનાં ફફડાટ, દુઃસ્વપ્ન હજી ચાલુ જ હતાં.

આમ ને આમ બે ત્રણ દિવસો ગયા. સંતોકે તો લગભગ ખાવા પીવાનું છોડી દીધું હતું. ગામ આખું આ જ વાત કરતું હતું. કોઈ કહે બાવા જમાતમાં લઈ ગયા. કોઈ કહે માબાપને ખોટું ભરમાવી ભાગી ગયો. કોઈ કહે પૈસા ચોરી નાસી ગયો. કોઈ કહે કાબુલી પકડી ગયા. કોઈ કહે અઘોરી બાવા ભોગ ધરાવવા લઈ ગયા.

એક દિવસ બૈરાં સાથે વાતો કરતાં સંતોકથી બોલાઈ જવાયું કે ભલે ને ગમે તેમ કહો પણ જયંતી જાણે છે ને કહેતો નથી. ને કોઈએ એમાં ટાપશી પૂરી. વાત ચણપણ ચણપણ થવા લાગી ને જીવરામના જાણવામાં આવ્યું એટલે તેની ઈર્ષ્યા અને સ્વાર્થ ફરી સળવળ્યાં. એટલામાં બોલવાનો લાગ મળ્યો. એક વાર રાજારામે ફળીમાં કહ્યું કે મારી ઑફિસમાં એક જગા ખાલી છે. કોઈને

આવવું હોય તો આવો, ને રાજારામ જેટલું જ ભણેલો એક ગોવિંદ હતો તે તૈયાર થયો. ત્યારે પાછું જીવરામે પોતાનું સર્વ ડહાપણ, ધાર્મિકપણું, પરોપકાર, સદ્વૃત્તિ એકઠાં કરી કહ્યું: "અલ્યા, મારું માને તો જવાની વાત ન કરીશ. આપણું ગામ છોડીને જાય છે તે કોઈ સુખી થતું નથી. આ અમારો દાખલો જોતો નથી? જુવાનજોધ છોકરો જડતો નથી. એક આ પેટ પાપી છે તે ભરવું પડે છે, નહિતર મનમાં તો દુઃખનો કૈં પાર નથી. હું તો તારા ભલા સારુ ને નાતના ભલા સારુ કહું છું. ઘેર અર્ધો રોટલો મળે તો વહેંચી ખાઈએ પણ માણસની ખોટને પહોંચાતું નથી." બીજું પણ ઘણું કહેવાનું તેને મન તો થઈ ગયું, પણ પ્રસંગના ઔચિત્યની તેનામાં કલાત્મક બુદ્ધિ હતી! તેણે સંયમ રાખ્યો.

એક વાર જીવરામને અને દયાને બન્નેને યજમાનને ત્યાં જવાનું આવ્યું. રાજારામ માત્ર સંતોકના સાંત્વન ખાતર દૂરને સ્ટેશને ખબર કાઢવા જવાનો હતો અને સંતોકને સખત તાવ આવ્યો હતો એટલે કાકીની સંભાળ લેવા જયંતીને મૂકી સર્વ ગયાં. સંતોક મેડી ઉપર તેની હંમેશની જગાએ સૂતી હતી. જયંતી નીચે સૂતો હતો. સંતોકને તલ ફાટે એવો તાવ ધીકચો જતો હતો અને ઊંઘ નહોતી આવતી. રાત આખી મોહનના વિચારો કરી તે અરધો ગાંડી થઈ ગઈ હતી. છેવટે તેનાથી રહેવાયું નહિ ને રાતના અંધારામાં તે નીચે જયંતી સૂતો હતો ત્યાં ગઈ ને તેના હાથને બાઝી પડી. જયંતી તેના ધીકતા હાથના સ્પર્શથી બેબાકળો બની ગયો. બીકમાં ને બીકમાં તે ચીસ પણ પાડી શકચો નહિ. તેના શરીરે શેદ વળવા લાગ્યા. ને સંતોક તો તેને વધારે વધારે વળગતી બોલવા જ લાગી: "મારા બેટા, તું સાચું કહે. મારા સમ, તું જાણુછ ને કહેતો નથી. તારામાં ઇર્ષ્યા નથી, તારું મન ભોળું છે. જેવું હોય તેવું કહી દે. એ મરી ગયો હોય તો ય હું તને નહિ વઢું. એ ખબરથી ય મને નિરાંત

વળશે; પણ આ તો નથી ખમાતું. એક વાર મને કહે. ઘરમાં કોઈ નથી. હું કોઈને નહિ કહું. મને જેવું હોય એવું કહે. એ જીવતો છે કે મૂવો છે એટલું કહે. ભગવાન તારું ભલું કરશે......"

તાવમાં, તે કેટલું બોલી, એણે શા સારુ જયંતીને પકડી રાખ્યો, જયંતી બીકમાં ધ્રૂજતો હતો, તેને પરસેવો વળી જતો હતો, તે કશું જ તેણે જાણ્યું નહિ. ને છેવટે જયંતી માંડ માંડ તેનો હાથ વછોડી એકદમ નાઠો ત્યારે સંતોક ત્યાં જ ઢળી પડી. જયંતી બારણું ઉઘાડી ઘરની બહાર સવારમાં ઠૂંઠવાતો એમ ને એમ બેસી રહ્યો.

પરોઢમાં જીવરામ અને દયા બન્ને આવીને જુએ છે તો જયતી ટાઢે ઠૂંઠવાતો બહાર બેઠો છે. દયાએ એકદમ મોટે સાદે કહ્યું : "કેમ અલ્યા, ટાઢમાં અહીં બેઠો છે?" જયંતી ફાટતે સાદે રોઈ પડ્યો ને કાકીએ રાતે બિવરાવ્યો વગેરે વાત કહેવાય તેમ કહી. ફળીનાં માણસો ભેગાં થઈ ગયાં. જીવરામ ને દયા બન્ને ઘરમાં ગયાં ને સંતોકને ઢંઢોળીને ઉઠાડી—તેનો તાવ હવે ઊતર્યો હતો—ને પછી તેના ઉપર પસ્તાળ પાડી: "મોહન, મોહન કરતી મારા જયંતીને શા સારુ વળગે છે? પૂછ તારા ધણીને! એ મૂકવા ગયો'તો. અમે તો કોઈએ એને જોયો નથી! કોણ જાણે તમે શહેરમાં રહો છો, ને શું ય હશે ને શા સારુયે નાસી ગયો હશે! એમણે ભોળે ભાવે તમારા સારા સારુ થઈ ને ભીમજી ભટની દાઢીમાં હાથ ઘાલીને દીકરી માગી, ને આવતી લક્ષ્મી પાછી વાળી છે, તે સારું તો નથી થવાનું, તેમાં હું શું કહેવાની હતી ને જયંતી યે શું કહેવાનો હતો? ખબરદાર મારા છોકરાને કાંઈ કહ્યું છે તો!" જીવરામે પણ સંભળાવ્યું કે "સામા કાળે છોકરો મોકલતાં વિચાર ન કર્યો. ને હવે બીચારા જયંતીને શીદ સતાવો છો?" સંતોક બધું રોતી રોતી એસોને સાંભળી રહી. જેઠ જેઠાણી એમની મેળે બોલતાં બંધ રહ્યાં એટલે એ બહાર ઓટલે જઈને બેઠી. જેઠાણીએ કહ્યું: "વહુ, તાવ આવે છે ને

ભાદરવાને તડકે બેઠાં છો તે વધારે તાવ આવશે, આમ અમને શા સારુ વિતાડો છો?" સંતોકે એક જ જવાબ આપ્યો: "હવે આ ઘરમાં મારે જીવતાં પગ નથી મૂકવો. હવે કાગળે ચડીને આવીશ." પેલો ગોવિંદ જે રાજારામની ઑફિસમાં રહેવા તૈયાર થયો'તો તેને બોલાવી તેણે ગાડું કરાવ્યું. જીવરામે આ જાણ્યું એટલે કોઈ યજમાનને ત્યાં જવું છે કહી ઘરની કૂંચી સંતોકને આપી ત્રણેય જણાં બહાર ચાલ્યાં ગયાં. રાજારામ ઘેર આવ્યો ત્યારે તેને, વહુ ને દીકરીને ગાડામાં બેસાડી ફલૅગ સ્ટેશને ચાલ્યાં જવાનું કરવા સિવાય કાંઈ બાકી રહ્યું નહોતું. ઘર વાસી પાડોશીને કૂંચી આપી તેઓ ચાલી નીકળ્યાં. ઘર વાસતાં સંતોકે કહ્યું: "આ ઘરને આ છેલ્લો હાથ અડાડું છું." પોતાનો સામાન લેવા પણ તે ઘરની અંદર ગઈ નહોતી. ખરે બપોરે ખાધા વિના એ ચાલી નીકળ્યાં. ફળીનાં માણસો એક સ્તબ્ધ હાહાકારથી આ જોઈ રહ્યાં!

જીવરામ ને દયા ઘર છોડી ચાલ્યાં ત્યારે દાઝમાં ને દાઝમાં કોઈને જયંતી સામું જોવાનું સૂઝયું નહોતું. ને જયંતી તો આ બનાવોના ભારથી એટલો દબાઈ ગયો હતો હતો કે તેને કશું કહેવું સૂઝે નહિ. એક યજમાનને ત્યાં જઈ રસોઈ કરી જયંતીને જમવા ઊઠવાનું કહ્યું, અને જમવાની ના પાડી ત્યારે જ દયાને તેની સામું જોવાનું અને તેને હાથ અડકાડવાનું સૂઝયું. "વોય, મા, તાવ તો ધોકયો જાય છે. નખ્ખોદણીએ પોતાનું નખ્ખોદ કાઢ્યું ને હવે મારું કાઢવા ઊભી થઈ છે! ચાલ, બેટા, જે ભાવે તે બે કોળિયા ખાઈ લે." કહી કામ આટોપી બન્ને પાછાં ઘેર આવ્યાં. તેઓ જાણતાં જ હતાં કે રાજારામ ગયો હશે. પાડોશીને ઘેરથી કૂંચી લઈ ઘર ઉઘાડી ખાટલો ઢાળી જયંતીને સુવાડ્યો.

એ ખાટલો ઢળાયો એ ઢળાયો, પછી એક મહિના સુધી એ ફરી ઊપડ્યો નહિ. જયંતીને ત્રિદોષ થયો, સન્નિપાત થયો. સન્નિપાતમાં તેને સંતોકને જોયાનાં અને મોહનને જોયાનાં બાલાં થતાં ને વારંવાર

તે બીકથી ફફડી ઊઠતો અને લવરી કરતો. લવરીમાં પણ એની એ વાતો લવતો: "મોહન આવે છે, મોહન નથી ઊતર્યો, મોહન ક્યાં ગયો એની મને ખબર નથી. મોહન, મેં તને કંઈ કર્યું છે? પૂછી જુઓ મોહનને, એ આવ્યો! કાકી, મોહનને ના કહો." વગેરે તે બોલતો.

રાજારામનું કુટુંબ હતું ત્યાં સુધી તેમની સામેના વિરોધના જોરે જીવરામના મનમાં એક પ્રકારનું બળ હતું. તેમના જતાં તે બળ બંધ પડ્યું. એમ થતાં તેને પોતાનું મન અત્યંત ભાર નીચે દબાયેલું લાગ્યું. મોહનનું શું થયું હતું તે તે જાણતો નહોતો, તેનું ગમે તેવું અનિષ્ટ થયું હોય પણ તેમાં તેનો કશો જ ભાગ નહોતો, પણ અત્યાર સુધી રાજારામની ઈર્ષા કરેલી, તેનું ભૂરું ચાહેલું, તે વૃત્તિએ છાનાંમાનાં મોહનના અનિષ્ટનું પૂરું કર્તૃત્વ ઓઢી લીધું હતું અને એ સઘળા બનાવના ભારથી જીવરામનું મન અસહ્ય મૂંઝવણ ભોગવતું હતું. તેમાંથી બચવા એ જ વૃત્તિઓને ઉશ્કેરવા સિવાય કોઈ બીજો ઉપાય રહ્યો નહોતો અને એ ઉપાય એના મને ડૂબતો દોરડું પકડે તેમ પકડી લીધો. એટલી ચિંતામાં પણ, જયંતીની તબિયત જોવાને આવતા, તેમની આગળ તે બધા અનિષ્ટનું કારણ રાજારામને જ જણાવતો. તે કહેતો: "મને તો નક્કી લાગે છે, કે જયંતીને મોહન નડે છે. ગમે તે કહો, પણ તે જીવતો હોય તો આમ થાય જ નહિ. ઘર પૂછીને આવતી લક્ષ્મી પાછી વાળી ત્યારથી મને તો થતું હતું કે અમારું ભૂંડું થવા બેઠું છે. કોણ જાણે અમારા કુળમાં ક્યાંથી આવો પાક્યો! જરૂર એ છોકરાનું મન પરણવામાં રહી ગયું છે ને ભૂત થયો છે. શરમાય છે એટલે બોલાતું નથી, પણ વાસના છે ને! જુવાનજોધને કાંઈ મરવું ગમ્યું હશે?" આમ તેણે અનેક સૂચનો કર્યાં અને જયંતી ભાનમાં આવ્યો ત્યારે "કોઈને દેખછ? કોને દેખછ?" પૂછી પૂછીને તેણે નક્કી કર્યું કે મોહન મરી ગયો છે ને તેને વાસના રહી ગઈ છે. નાતના લોકો સમક્ષ તેણે

દેશમાં આવી છોકરા પછવાડે નીલ પરણાવી જવા, રાજારામને કાગળ લખ્યો.

આ કાગળ પહેલો સંતોકના હાથમાં આવ્યો. તેણે તે વસંત પાસે વંચાવ્યો. તેને પણ મોહન મરી ગયો એવો વહેમ તો હતો જ, પણ આ વાસનાની વાતથી તેને કાળ ચડ્યો ને તે સતત એટલી ઉશ્કેરાયેલી રહેતી કે ગમે તેની સાથે લડી લડીને ખપી જવા તે ગમે ત્યારે તૈયાર હતી. તેણે વસંત પાસે જવાબ લખાવ્યો: "મારા દીકરાને કોઈ કશું કહેશો નહિ. કોણ કહે છે એ મરી ગયો છે? ને નહિતર તો જયંતી જાણે છે તે એ કહે કે એણે એને માર્યો કે મરતો ભાળ્યો તો હું માનું. ને ભૂત થયો હોય તો અમારી પાસે આવે. અમે એની પ્રતિપાળ્ય કરશું. એમાં બીજાને શું?" જીવરામ કાગળ વાંચી ધુઆંફુઆં થઈ ગયો. અનેક આક્ષેપોમાં અને અનિષ્ટોમાં તેણે છોકરીઓને ભણાવવાનો ઉમેરો કર્યો. તેણે ફરી સર્વજ્ઞની રીતે "ભૂત તો જે માને તેની પાસે જાય. નાસ્તિક પાસે જઈને શું કરે?" વગેરે કહી, એક કાગળ રાજારામની ઑફિસને સરનામે નાખ્યો. રાજારામે ઘેર આવી કાગળ વાંચી દેખાડ્યો ને સંતોકે પહેલા કાગળની બધી વાત સાચેસાચી કહી, પણ ગાંડા આવેશથી નીલ પરણાવવાનો વિરોધ કર્યો. રાજારામે શાંત રહી મોટાભાઈને શાંત રહેવા ને બે દિવસ રાહ જોવા લખ્યું. મંદવાડમાંથી ઊઠ્યા પછી જયંતીનું શરીર હજી વળ્યું નહોતું. હવે અત્યાર સુધીનાં રાજારામ વિરુદ્ધનાં સર્વ ધાર્મિક સત્યો સાબીત કરવા પોતાને ખરચે નીલ પરણાવવી એ એક જ ઉપાય રહ્યો દયાએ નાતમાં બૈરાંને કહ્યું: "ત્યાં જઈને બેઠો છે. અમે અહીં એનો વહેવાર સંભાળીએ છીએ તેનું કાંઈ નથી. એ તો બળ્યું પણ નીલ પરણાવવાની વાતેય માનતા નથી. એને એટલુંય થાય છે કે આ જયંતી બેઠો હશે ને અવળે હાથે પાણી રેડશે તોય છાંટો એને પહોંચશે! બધાનું નિર્વંશ કાઢવા ઊભો થયો છે, મારો કોઈ પરભવનો દુશ્મન! એમના જેવાં આપણાથી

ઓછાં થવાય છે! તે અમે તો ગમે તેટલું ખરચ કરીને પણ તેની પછવાડે નીલ પરણાવશું. બીજું શું કરીએ? આટલા ભેગું એટલું!"

જીવરામે નીલ પરણાવી, ને નાત કરી. ઑફિસને સરનામે રાજારામને કાગળ લખ્યો ને તેમાં બૈરીને વશ થઈ ગયાનું એક વધારાનું મહેણું માર્યું. રાજારામે, ભાઈની કેવળ દયા ખાઈને, સંતોકથી છાના, બસેં રૂપિયા કકડે કકડે જીવરામને મોકલી આપ્યા.

છતાં જયંતીને સારું થયું નહિ, પણ તેથી જીવરામનું શાસ્ત્ર ખોટું પડ્યું નહિ. "એનો બાપ કરે ને એને જેવું પહોંચે તેવું કાંઈ અમે કરીએ ને પહોંચે?" થોડા સમયમાં, જયંતીનું સગપણ કર્યું હતું તે કન્યા પરણાવવા જેવડી થઈ. જયંતીને પારકા કરીએ તો બીજાને નસીએ જીવે એમ કહી તેમણે તેને પરણાવ્યો, પણ પરણ્યા પછી વરસમાં તો એ શરીરે ખવાતો ખવાતો છેવટે મરી ગયો. એક ભયંકર આપત્તિની ગુપ્ત વાતના વધતા જતા બોજાએ, એ પણ જાણે અનેક વિપત્તિઓ અને માનસિક યાતનાઓમાં ધીમે ધીમે કળતો કળતો તરફડિયાં મારતો મરી ગયો. તેની પાછળ તેનાં માબાપ પણ બે ત્રણ વરસમાં વાંસામોર મરી ગયાં. પણ મરી જતાં સુધી તેમણે નાતનું, ધર્મનું, શાસ્ત્રનું, અને રાજારામની અશ્રદ્ધાનું રહસ્ય સમજાવ્યા કર્યું અને ઠેઠ સુધી તેમને સાંભળનારા મળી રહ્યા!! એમના જીવનની એ સફળતાની કોઈથી ના પડાય એમ નથી!

*

આજ સુધી સંતોક, લીધેલા પણ પ્રમાણે કદી અદાવડ ગઈ નથી અને તેથી રાજારામ પણ ગયો નથી. યજમાનો ધીમે ધીમે બીજે વળી ગયાં છે, અને રાજારામની સિફારસથી ઑફિસમાં રહેતા ગામના માણસો ગરાસની વ્યવસ્થા કરી આપે છે, તથા રાજારામ તરફથી જોઈતું કરતું પૂરું પાડે છે; અને તેથી જયંતીની વિધવાનો નિર્વાહ ચાલે છે.

# જગજીવનનું ધ્યેય

સ્ટેશને ગાડી ઝાઝી ઊભી રહેવાની નહોતી, તેથી 'મહાત્મા ગાંધીજીકી જે' બોલનારાં ટોળામાં વનરાવનદાસ બને તેટલા બળથી મારગ કરતા આવતા હતા. તેમને જોઈને મહાદેવભાઈએ ટોળાને જગા કરવા કહેતાં ટોળું જરા ઢીલું પડ્યું અને વનરાવનદાસ આગળ આવ્યા. તેમણે મહાત્માજીને ચરણસ્પર્શ કર્યો. મહાત્માજીએ માથે હાથ મૂકતાં પૂછ્યું: "તમારી સસ્તી ક્યાં છે?" વનરાવનદાસ વિધુર થઈ, સંસારથી વિરક્ત થઈ, અઢી વરસની એકની એક દીકરી સરસ્વતીને લઈને મહાત્માજીના આશ્રમમાં જોડાયા ત્યારે સરસ્વતી પોતાનું નામ લગભગ 'સસ્તી' જેવું બોલતી. સસ્તી નામ સંભળાતાં તે ટોળામાંથી બોલી ઊઠી: "પણ મને આ બધા આવવા દે ત્યારે ને!" ટોળાએ જગા કરી અને સરસ્વતીએ આવી ડબ્બામાં જઈ 'બાપુજી' કહેતાં ચરણસ્પર્શ કર્યો. "ઓહો, મોટી થઈ ગઈ! કેમ આટલી બધી નબળી દેખાય છે? કે સસ્તી છો એટલે કોઈ ખાવા નથી આપતું?" કહેતાં મહાત્માજીએ તેમના પ્રેમના ચિહ્નરૂપ મોટા અવાજવાળો ધબ્બો સરસ્વતીના બરડા પર માર્યો.

"એને હમણાં જ એપેન્ડિસાઈટીસનું ઓપરેશન કરાવ્યું. ડૉકટર કહે છે કોઈ સારી જગાએ હવાફેર કરવા મોકલવાની જરૂર છે."

"એમ? ત્યારે મહાદેવ, બાલાસોર જગજીવન શાહને ત્યાં જાય તો કેમ?" વનરાવનદાસ સામે જોઈ નેઃ "સરસ જગા છે. જિન ગામથી દૂર છે, હવાપાણી સારાં છે."

"જી હા બાપુ, ત્યાં મારા ગામના એક ઝવેરી પણ રહે છે. અનુકૂળ પડશે." એટલામાં સરસ્વતી તદ્દન પાસે ઊભી હતી તેની સામે જોઈ કહ્યુંઃ "મોટી થઈ ગઈ! કેમ હવે શું કરવું છે? કામ કરવું છે કે પરણવું છે? પરણવાનું મન થાય તો કહેવું હોં! શરમાવું નહિ."

"મારે તો કામ કરવું છે."

"એમ? તો બહુ સારું" કહેતાં મહાત્માજી રાજી થઈ ગયા! થોડીવારે ટ્રેન ઊપડી ને મહાદેવભાઈએ ચાલતી ટ્રેને તે દિવસનો કોણ જાણે કેટલામોય કાગળ જગજીવન શાહને લખ્યો ને બીજે સ્ટેશને ગાડી ઊભી રહેતાં તરત કોઈ મળવા આવેલા માણસ મારફત એ જ ટ્રેનના પોસ્ટના ડબામાં નંખાવ્યો. ત્રણેક દિવસે જગજીવને વનરાવનદાસને કાગળ લખી સરસ્વતીને માટે સગવડ થઈ શકશે એમ જણાવ્યું અને ત્રણેક દિવસે સરસ્વતી બાલાસોર જિનમાં જઈ પહોંચી.

અત્યારે જિન ચાલવાની ઋતુ નહોતી એટલે બધું શાન્ત હતું. જગજીવનના ઘરમાં પણ માણસો ઘણાં ઓછાં હતાં. જગજીવન, માજી, એક રસોયો, એક ઘરચાકર, અને એક પગીઃ એટલાં જ માણસો.

જગજીવનની ઉંમર નાની હતી પણ તેના પ્રમાણમાં તેણે સારી આબરૂ મેળવી હતી. તેઓ મૂળ કાઠિયાવાડનાં. તેના પિતા અહીં આટલે દૂર દક્ષિણમાં જિન કાઢી થોડે વરસે ગુજરી ગયા.

માતાએ બે દીકરા મોટા કર્યા અને જિન ચલાવ્યું. મોટો દીકરો બી. એ. થઈ ભણેલી બૈરી પરણ્યો. તેણે માજી સાથે કંકાસ કર્યો એટલે માજીએ તેને જુદો કાઢ્યો. ભાભીના કંકાસ, અન્યાય અને જુદાપણાંથી જગજીવનને એટલું ખરાબ લાગેલું કે તેણે માજીની સેવા કરવા ન પરણવાનો નિશ્ચય કરી નાંખ્યો. તેને નાનપણથી જિનનું કામ હાથમાં લેવું પડ્યું તેથી તે અંગ્રેજી બહુ ભણી શક્યો નહોતો, પણ એટલે જ તેણે નિશ્ચયપૂર્વક અભ્યાસ વધાર્યો. એટલામાં અસહકારની શરૂઆત થઈ એટલે અંગ્રેજીની મદદ વિના પણ આગળ પડવાનો તેને સારો અવકાશ મળી ગયો. માજીને કાંતતાં આવડતું હતું એટલે જગજીવને માજીને તે કામે લગાડ્યાં. પોતે નિયમિત 'નવજીવન' વાંચવાનું રાખ્યું. તેણે સિદ્ધાન્તપૂર્વક પોતાનું જીવન ઘડવા માંડ્યું. તેણે અનેક વસ્તુઓમાં રસ લેવા માંડ્યો. જિનનું કામ થોડા માસ જ ચાલે. બાકીના વખતમાં તેણે દેવકપાસ વાવવા માંડ્યો, અને અનેકવાર દેવકપાસ, કાંતણ, પીંજણ, બ્રહ્મચર્ય, સ્વદેશી વગેરે વિશે મહાત્માજી સાથે પત્રવ્યવહાર કર્યો, જેમાંથી કેટલાકના જવાબો મહાત્માજીએ 'નવજીવન'માં આપ્યા. આ સર્વથી જગજીવન શાહની ખ્યાતિ એ ભાગમાં અને અમુક અમુક વર્ગમાં સારી બંધાઈ, અને એકવાર એ બાજુ મુસાફરી કરતાં મહાત્માજી તેને ત્યાં એક ટંક રહ્યા ત્યારે તો તેણે લગભગ બધી બાબતની કૃતાર્થતા અનુભવી.

સરસ્વતીને અહીં ગોઠી જતાં બહુ વાર લાગી નહિ. પહેલે જ દિવસે અહીંની વ્યવસ્થાની તેના મન પર ઘણી સારી છાપ પડી. તે સવારમાં આવી. દૂધ પી, નાહી કરી તૈયાર થઈ એટલામાં બરાબર ડૉક્ટર આવ્યો. તેણે તેને તપાસી લીધી, સાધારણ ખાવા કરવા વગેરેની સૂચના આપી. બરાબર ૧૦ વાગે માજી, જગજીવન અને સરસ્વતી જમવા બેઠાં. જમતાં જમતાં જ માજીએ તો તે આવી એનો હર્ષ બતાવ્યો અને સાથે સાથે 'ઘરમાં માણસ વગર મને ગમતું નથી'

એવી સામાન્ય ફરિયાદ કરી. જગજીવને પણ સરસ્વતીના પિતા ક્યાં રહે છે, ત્યાંનું વાતાવરણ કેવું છે, વગેરે અનેક વાતો કરી. અનેક વિષયો ઉપર ફરતાં ફરતાં ત્યાં કેવી રીતે પીંજાય છે એ વાત નીકળી. સરસ્વતીએ, તેના પિતાએ એક નવી પીંજણી શોધી કાઢી છે એમ જણાવ્યું. તે ઉપરથી વળી આગળ વાત ચાલતાં જગજીવને તેનાથી કામ કેવું થાય છે, મહેનત કેટલીક પડે છે, અને સરસ્વતી પોતે પીંજી શકે છે કે નહિ એમ પૂછ્યું. ત્યારે માજીથી રહેવાયું નહિ. તેમણે કહ્યું : "એ બિચારી બે દિવસ આરામ કરવા આવી છે એનેય તારે પીંજવા બેસારી દેવી છે ? બે દી તો થોભ્ય ! લે, જોઈ આની વાત ! "

" પણ તમે કેમ જાણ્યું કે હું એમને પીંજવા બેસારી દઈશ. હું તો એમને પૂરો આરામ આપીશ, પણ એ આવ્યાં છે તો હું તેમની પાસેથી પીંજવાનું શીખી લઈશ. આપણો માણસ એ તરફથી આવે છે તે એક પીંજણ લેતો આવશે. કેમ, સરસ્વતી બહેન ?"

એમ અનેક વાતો ચાલતાં જમવાનું પૂરું થયું. બપોરે આરામ કરી રહ્યા પછી વળી માજીએ સરસ્વતી સાથે વાતો કરી અને 'મારો જગુ પરણતો નથી' એ ફરિયાદ ઝાઝીવાર એમના પેટમાં ટકી શકી નહિ. સરસ્વતીને આ બધાથી જગજીવન માટે માન થયુ, અને માજીને માટે પ્રેમ થયો.

બીજે જ દિવસે શહેરમાં રહેતા ઝવેરી રતિલાલને ત્યાંથી ચિઠ્ઠી આવી કે વનરાવનદાસનો કાગળ છે અને અમે બપોર પછી મળવા આવશું. બપોરે રતિલાલ અને તેની પત્ની ઊજમ નાના હેમુને લઈને આવ્યાં. જોતાં વેંત જ આ જોડું સરસ્વતીને ઘણું સુંદર લાગ્યું. હજી તો બધાં બેઠાં એટલામાં જ માજીએ ઠપકો આપ્યો કે કેમ, આવતાં નથી ? ઊજમે કહ્યું કે તો હમણાં બહુ બહાર નીકળાતી નથી. જૂની ઢબનાં માજીએ એ મંડળીમાં જ પૂછ્યું, " કેટલામો મહિનો જાય છે ?"

"પાંચમો."

"કોઈને દેશમાંથી બોલાવશો કે ઇસ્પિતાલમાં જવાનાં છો?"

"જવાની તો છું ઇસ્પિતાલમાં, પણ આ હેમુને રાખવા મારી મોટી બહેનને લખ્યું છે તે આવશે. છોકરાં તો બાપહળ્યાં જ સારાં. આ તો મારા વગર રહેતો જ નથી." માજીએ હવે રતિલાલને કહ્યું: "પણ અલ્યા, તું કેમ આવતો નથી? મારા જગુની પેઠે ઘર બહાર ન નીકળવાનો નિયમ લીધો છે?"

"માજી, હું તો નિયમ જ કશાનો નથી લેતો! ને કહું, શા માટે નથી આવતો? મને જગુભાઈના નિયમોની બહુ બીક લાગે છે. મારાથી નિયમોમાં રહી શકાતું નથી."

"જા, જા, હવે; અમારે અહીં એવા શા નિયમો છે વળી?"

"શા નિયમો છે? પ્રથમ પહેલાં તો આ જગુભાઈ પરણતા જ નથી, એ ઓછો નિયમ છે? વળી ચા ન પીએ, બીડી ન પીએ, ક્યાંય રમવા ન જાય, ક્યાંય મળવા ન જાય. આટલા બધા નિયમો એમને કોણ જાણે જડે છે ય ક્યાંથી ને એ પાળે છે ય ક્યાંથી! જગુભાઈ, મને સમજાવો તો ખરા, તમે શી રીતે આટલા બધા નિયમો પાળો છો?"

"શી રીતે કેમ વળી? તમે પણ સ્વદેશી નથી પહેરતા?"

"એ નિયમ પણ હું નથી પાળતો. આ તમારા મહાત્માજીના માણસો આવીને ભાભીને સમજાવી ગયા અને તેણે સ્વદેશી લેવા માંડ્યું, એટલે હું પણ સ્વદેશી જ વાપરું ને, બીજું શું કરું? હું કયે દહાડે કશી વસ્તુ બજારમાં લેવા જાઉં છું?"

"તમારે નિયમો પાળવા માટે બૈરીની જરૂર છે ને મારે નથી એટલે હું નથી પરણતો, બસ! એમાં નવીન શું છે?" બધાં એકદમ હસી પડ્યાં.

"ના, ના, ઊજમે જેમ મારા જેવાને નિયમિત કર્યો તેમ તમે હવે કોઈ બૈરીને પરણીને તેને નિયમિત બનાવો." ફરી બધાં હસ્યાં.

ઊજમે કહ્યું: "એ તો અમથા એમ કહે છે. બાકી તમારા જેવું નિયમિત જગુભાઈ, કોઈથી ન રહેવાય એટલું તો ખરું. મને પણ નવાઈ લાગે છે કે તમે શી રીતે આટલા બધા નિયમો સતત પાળ્યા કરો છો? કોઈ દિવસ તમને અણગમો કે કંટાળો કે કંઈક નિયમ બહારની વસ્તુ કરવાનુ મન પણ નથી થતું?"

હવે જગુભાઈએ જરા ગંભીર થઈ પોતાની ફિલસૂફી સમજાવીઃ "એક સળગતો કોલસો મૂક્યો હોય તો એ પડ્યો પડ્યો ધીમે ધીમે કાજળી જાય. તેને ફૂંક મારીને જેમ તેની રાખ ઉડાડી મૂકીએ, તેમ ધ્યેય ઉપરની રાખે વારંવાર ઉડાડતા રહેવું જોઈએ, ને એ પ્રમાણે આચરણ કરતાં રહેવું જોઈએ."

"પણ એકલા એક કોલસાને વારંવાર ફૂંક્યા કરીએ તો એ વહેલો બળી જાય. સાથે બીજા કોલસા હોય તો જ તે ઝગ્યા કરે." સરસ્વતીએ પોતાના રસોડાના અનુભવથી કહી નાંખ્યું. એનો અર્થ અહીં કંઈ થાય કે નહિ, થાય તો શો થાય, તે અર્થ કેટલે સુધી લઈ જવો એ કશું જ વિચાર્યા વિના તેણે કહી નાંખ્યું. ને બધાં ખૂબ હસી પડચાં. હેમુ દૂર ફરતો ફરતો રમતો હતો તે પણ નાચતો કૂદતો આવીને એકવાર ઊજમને બાઝી પડ્યો ને પછી સરસ્વતી પાસે આવીને કૂદવા લાગ્યો.

માજીએ એનો પોતાની મરજી પ્રમાણે અર્થ કરી કહ્યું: "જો સાંભળ્યું? સાથે બીજો કોલસો જોઈએ. તે લઈ આવ."

એમ ઘણો વખત વાતો ચાલી. ચાપાણી થયાં. જગુભાઈ અને સરસ્વતીએ ચા ન પીધો. માજી સાધારણ રીતે ન પીતાં પણ

મહેમાનોની ખાતર તેમણે પીધો ને પીતાં પીતાં કહ્યું : "મારો કોલસો તો હવે કજળીને પૂરો થાય કે બળીને પૂરો થાય એ બધું જ એક છે." હેમુ વળી કંઈ તરંગે ચડી ગયો. તે કહે, સરસ્વતી ચા પાય. સરસ્વતીએ તેને ચા પાયો, ને ઝવેરી કુટુંબ ઊઠતી વખતે હેમુએ ખાસ સરસ્વતી બહેનને "આવજો" કહ્યું. તે પછી સરસ્વતી ચારેક દિવસે એમને ત્યાં જઈ આવી. ત્યાં પણ હેમુએ તેની સાથે બહુ વહાલ કર્યું.

તે પછી આઠેક દિવસમાં નવી પીંજણ આવી. જમતાં જમતાં જગજીવને તે વાત કરીને સરસ્વતીને પૂછ્યું : "કેમ, આજે કેમ પીંજાય છે તે બતાવશો ?" સરસ્વતીએ હા કહી. જમી રહી આરામ કરી રહ્યા પછી જગજીવને માજીના ઓરડામાં આવી સરસ્વતીને કહ્યું : "કેમ, ચાલશું ?" સરસ્વતી હા કહી ચાલવા લાગી એટલે જગજીવને માજીને કહ્યું : "માજી, તમે પણ ચાલો."

"હું મારે કાંતું છું એટલું બસ છે. મારે પીંજવું નથી."

"હું ક્યાં પીંજવાનું કહું છું ?"

"ત્યારે શું કામ છે ?"

"તમને લાગતું હતું ના, કે હું ક્યાંક એમની પાસે પીંજાવીશ. તે હું પીંજાવતો નથી તેનાં સાક્ષી થવા ચાલો."

સરસ્વતીને આ આગ્રહ ન સમજાયો પણ માજી તરત ઊઠયાં અને સૌ પીંજવાના ઓરડામાં ગયાં. જગજીવને સરસ્વતીએ બતાવ્યા પ્રમાણે પીંજ્યું. તેને ઘડીમાં પીંજવાનું ફાવી ગયું. અને તેણે સરસ પૂણીઓ બનાવી કહ્યું: 'લો, સરસ્વતી બહેન, જુઓ, તમારે ત્યાંના જેવી પૂણીઓ થઈ છે કે નહિ ? લો, આપો માજીને; હવેથી માજી મારી જ પૂણીઓ કાંતશે."

તે વખતે તરત સરસ્વતીને ન સમજાયું, પણ થોડીવાર રહીને

તેને સમજાયું કે જગજીવને સરસ્વતી સાથેના એકાન્તનો પ્રસંગ ટાળવા માજીને બોલાવેલાં. ધ્યેયને માટે પૂજ્યબુદ્ધિ રાખવી જોઈએ એમ તે માનતી હતી તેથી તેણે મનથી જગુભાઈ માટેનો આદર વધાર્યો. એ આદરમાં જગુભાઈના અભ્યાસખંડને ઠીક ઠીક રાખવાનું કામ તેણે લઈ લીધું, અને વાંચનમાં પણ તેણે જગુભાઈને કંઈક ગુરુપદ આપ્યું. આ બધું કરવા જતાં, જગુભાઈના સિદ્ધાન્તોનો અમલ તેને કોઈ કોઈ વાર કફોડી સ્થિતિમાં નાંખી દેતો. એક બે વાર તો ત્રીજી વ્યક્તિ તરીકે માજી નહિ મળી શકવાથી ઘરના નોકરને જગુભાઈએ સરસ્વતી સાથે વાંચતાં, ખંડમાં કપાટો સાફ કરવા બોલાવ્યો.

સરસ્વતીને ઘણીવાર અજ્ઞાત રીતે આ વાતાવરણમાંથી છૂટવાની ઈચ્છા થતી, ત્યારે તે રતિભાઈને ઘેર જતી અને ત્યાં બે દિવસ રહી ફરી જગુભાઈ માટે આદર લઈ પાછી આવતી.

સરસ્વતીની તબિયત ધીમે ધીમે સુધરતી હતી. પણ એટલામાં ઓચિતું તેના પર જરા જવાબદારીવાળું કામ આવી પડ્યું. તે એક દિવસ સાંઝના ચારેકને સુમારે રતિલાલ ઝવેરીને ત્યાં બેસવા ગઈ. પણ ત્યાં જઈને જુએ છે તો આખું ઘર આપત્તિમાં આવી પડેલું! એકાએક ઊજમની તબિયત બગડી ગઈ હતી, અને તેને ઇસ્પિતાલમાં મોકલવાની જરૂર પડી હતી. રતિલાલે માણસ મોકલી ઓળખીતાની મોટર મંગાવી હતી. તેને ધીમેથી દોરી કે લગભગ ઊંચકીને તે મોટરમાં બેસાડતો હતો. અને આ બધી પરિસ્થિતિ સમજ્યા વિના પણ તેની ગંભીરતાની દહેશત ખાઈ હેમુ કલપાન્ત કરી રડતો હતો. રતિલાલે સરસ્વતીને જોઈ એકદમ કહ્યું: "હું ઊજમને ઇસ્પિતાલમાં મૂકી આવું છું. તમે હેમુને રાખો." સરસ્વતી રોતા હેમુને લઈ ઘરમાં ચાલી ગઈ. રતિભાઈ હમણાં માને લઈને આવશે વગેરે સાન્ત્વન આપી, સાંઝે જમાડી, વાર્તા કહી, તે સુવરાવવા માંડી. રતિલાલને ઇસ્પિતાલમાં જરા રોકાણ થયું હતું. રાતના નવેક વાગે તે આવ્યો ત્યારે

સરસ્વતીએ તેને માજીને ત્યાં પ્રથમ ખબર આપી આવવા કહેતાં તેણે જણાવ્યું કે માણસની જરૂર હતી એટલે તે પોતે માજી પાસે જઈ આવ્યો છે અને માજી આજની રાત ઇસ્પિતાલમાં રહેશે. ઘરમાં આવી જેવું તેવું જમી તે સૂવા સૂતો ત્યાં હેમુ ફરી રડવા લાગ્યો ને રતિલાલે અને સરસ્વતીએ બન્નેએ એને કેટલું ય સમજાવ્યો, ને સવારે બા આવશે એમ કહ્યું, ત્યારે માંડ તે સરસ્વતી સાથે સૂઈ ગયો. સવારે સરસ્વતીએ વહેલાં ઊઠી નાહી લઈ ચા પાણી તૈયાર કર્યાં ત્યાં હેમુ ઊઠ્યો. પણ તેનું ધ્યાન બીજી બાજુ દોરવાયું. સરસ્વતીનાં પોતાનાં કપડાં નહોતાં એટલે તેને ઊજમનાં કપડાં પહેરવાં પડ્યાં હતાં. હેમુ એ જોઈ એ સંબંધી વાતે ચડી ગયો. બાનાં કપડાં કેમ પહેર્યાં, તમારાથી પહેરાય, તમને બાનાં કપડાં થાય, બાએ હા કહી છે, એમ એક પછી એક પ્રશ્નપરંપરામાં તે ચઢી ગયો. બાનાં કપડાં પહેરેલી સરસ્વતીથી અને બાની વાતથી તેને સંતોષ થઈ ગયો, પણ બપોરના વળી કજિયો કર્યો. સૂતી વખતે તો ખરેખર આડો લીધો ને સરસ્વતીને અને રતિલાલને તેની પાસે ખડે પગે ઊભાં રહેવું પડયું.

ત્રીજે દિવસે તેને ઊજમ આગળ લઈ ગયા. તેને કસુવાવડ થઈ ગઈ હતી. તેને થોડા દિવસો દવાખાનામાં રહેવું પડ્યું એટલા દિવસ હેમુ હંમેશ મળવા જતો પણ રાતે કે દિવસે, વખતે કવખતે ઘણીવાર બન્નેને પજવતો. અગિયાર દિવસે ઊજમ પાછી આવી. સરસ્વતીએ જીનમાં પાછાં જવા કહ્યું, પણ ઊજમે એને બે દિવસ ખાસ રોકી. તેને સરસ્વતી થાકી ગયેલ દેખાઈ એટલે આરામ લઈ જવા કહ્યું. બે દિવસે તે જીનમાં ગઇ ત્યારે માજીને પણ તે થાકી ગયેલી દેખાઈ.

સરસ્વતી પાછી આવ્યા પછી બરાબર ખાતી નથી એમ માજીને લાગ્યું. તેણે કારણમાં જણાવ્યું કે પોતાને ખોટી ભૂખ લાગે છે અને તેથી માજી અને જગુભાઈ જમી રહ્યા પછી તેણે જમવાનું રાખ્યું. છતાં તેની તબિયત સુધરતી જણાઈ નહિ. જગુભાઈએ દાક્તર બોલાવવા

કહ્યું, ત્યારે સરસ્વતીએ દસેક દિવસ રાહ જોઈ પછી બોલાવવા કહ્યું. દસેક દિવસ પછી દાક્તરને બોલાવવા માણુસ મોકલ્યો તો દાકતર બહારગામ ગયેલો હતો, અને તેની જગાએ બીજા દાકતરને બોલાવવાની સરસ્વતીએ ના પાડી. દરમિયાન જીનની મોસમ આવી લાગી. જગુ વગેરે પુષ્કળ કામમાં પડી ગયાં. સરસ્વતીએ દાકતરનું સંભાર્યું નહિ, અને તેની તબિયત બગડતી ચાલી. માજીએ ફરી દાકતરનું યાદ કર્યું ત્યારે જગુએ બોલાવ્યો.

દાકતર આવ્યો અને સાથે તેની બહેન તાજી નર્સ થઈ હતી તેને પણ લેતો આવ્યો. દાકતરે તપાસીને જાણે ન સમજી શકતો હોય તેમ ભવાં ચડાવ્યાં. તેણે કહ્યું, "તમે બરાબર ખાઓ, તમને સારું થઈ જશે. ખાવાનું ન ભાવે તો પણ ખાઓ." તેની બહેન બધું જોયા કરતી હતી. તેણે અંગ્રેજીમાં કહ્યું: "પણ બાઈ કદાચ બે જીવવાળી હોય!"

દાકતરે અંગ્રેજીમાં જ જવાબ આપ્યો, "પણ બાઈ કુમારિકા છે. એના સંબંધી એવો અભિપ્રાય બાંધતાં વિચાર કરવો જોઈએ."

વાતચીત અંગ્રેજીમાં જ થઈ હતી પણ અંગ્રેજી નહિ જાણનાર માજી અને સરસ્વતી બન્ને વાતનું રહસ્ય સમજી ગયાં. માજીએ જગુની સામે મૂંઝવણ અને રોષથી જોયું અને સરસ્વતી પોતાની આંગળીઓનો કંપ છુપાવી શકી નહિ. તેને શરીરે પરસેવો વળી ગયો.

હમણાં તો ખાવા પીવાની સંભાળ રાખો, પછી મને જરૂર પડે તો ફરી બોલાવજો, કહી ડાકટર અને તેની બહેન બન્ને ઊઠી ચાલ્યાં. તેમના ગયા પછી થોડીવાર જગુ, માજી અને સરસ્વતી ત્રણેય જણે ખુરશીમાં જડાઈ રહ્યાં. સૌથી પહેલો જગુ કામનું બહાનું કાઢી ઊઠ્યો. માજીએ સરસ્વતીને પૂછ્યું અને સરસ્વતીએ જણાવ્યું કે મને કોઈવાર એમ થાય છે.

કશું ગંભીર નથી એવી આશામાં બીજો એક માસ વીત્યો પણ કશો નિશ્ચય કરવાની કોઈની હિંમત ચાલી નહિ. માજીની અનુભવી આંખ વધારે આપદા પારખતી હતી. પણ તેઓ પણ સરસ્વતીની સ્થિતિની કબૂલાત વગર આગળ કશું પૂછી શકયાં નહિ.

આમે ય આ અનિશ્ચિત સ્થિતિ ઝાઝો વખત ચાલી તો ન જ શકત, પણ એવામાં એક ગંભીર બનાવ બન્યો. સ્થાનિક પેપર 'સત્યશોધકે' 'મહાત્માજીના અનુયાયીઓનો સડો' એ ઉપર અગ્રલેખ લખ્યો. મહાત્માજીએ બ્રહ્મચર્ય સંબંધી કોઈના કંઈ પ્રશ્નના જવાબમાં કંઈક લખ્યું હતું, તેના પર ટીકારૂપે 'સત્યશોધકે' લખ્યું હતું કે "મહાત્માજીના બધા અનુયાયીઓ લંપટ, વિષયી, અસંયમી, દંભી, તૃણો-પચ્છન્નકૂપ જેવા સ્ત્રીઓને ફસાવનારા હોય છે. મિત્રની દીકરીઓને હવાફેરને બહાને બોલાવીને તેની સાથે છૂપો વ્યભિચાર કરે છે." વાત તો એટલી જ હતી કે તેના સંચાલકને આ જિનની જાહેરખબર જોઈતી હતી, તે માગવા આવતાં તેણે 'દાકતરે પુછાવ્યું છે કે બહેનની તબિયત કેમ છે' એવો ધમકીનો ઇસારો કર્યો હતો, પણ જીનના કામમાં જગુ તે બરાબર સમજ્યો નહિ, ને તેણે જાહેરખબર આપી નહિ તેમાંથી આવો લેખ આવ્યો. આખા ગામમાં હોહા થઈ રહી! માજીએ સરસ્વતીને પૂછ્યું, તે કાંઈ માની નહિ; જગુને ધમકાવીને પૂછ્યું તે પણ સામો ચિડાયો.

સ્થિતિ એથી પણ વધારે ગંભીર બની. લેખની નકલ લાલ પેનસીલની મોટી નિશાની કરી મહાત્માજી ઉપર પણ મોકલી હતી. મહાત્માજીએ તરત જગુને અને સરસ્વતીને પોતાની પાસે એકદમ આવવા કાગળ લખ્યો.

જગુએ પોતાના દીવાનખાનામાં સરસ્વતીને બોલાવી. મહાત્માજી બોલાવે છે તે સમાચાર આપી કહ્યું: "તમે જાણો છો કે હું તો

મારા બ્રહ્મચર્યના ધ્યેય પ્રમાણે તમારી સાથે હમેશાં વર્ત્યો છું. તમારી સ્થિતિ માટે હું જવાબદાર નથી. તમને મહાત્માજી પૂછશે ત્યારે શું કહેશો ?"

"કહીશ કે તમે નિર્દોષ છો."

"ત્યારે કયો પુરુષ જવાબદાર છે એમ પૂછશે ત્યારે શું કહેશો ?"

"સાચું નામ દઈશ."

"કોનું ?"

સરસ્વતીએ જમીનમાં ઊતરી જતી હોય એમ કહ્યું, "રતિલાલનું."

"ઠીક ત્યારે, ચાલો. આજે રાતે ઊપડીશું."

સવારમાં બન્ને આશ્રમમાં પહોંચ્યાં. બન્ને આ પહેલાં ઘણીવાર આવેલાં પણ આ વખતે જાણે બન્ને તહોમતદાર તરીકે કાચી જેલમાં પડ્યાં હોય એમ અસ્વસ્થ હતાં. જગુએ તરત મહાત્માજી શું કરે છે તેની તપાસ કરી ચિઠ્ઠી લખી. તેમાં લખ્યું હતું કે "બહેન સરસ્વતીને બોલાવી પૂછશો તો બધી બાબતનો ખુલાસો થઈ જશે. અને હું આમાં જવાબદાર નથી એમ સાબીત થશે. આજ્ઞા હોય તો હું સાથે આવું."

એક જ્વાળામુખીમાં એકદમ ભડકો થઈ અંદર જ શમી જાય તેમ મહાત્માજીને થયું. તેમણે કહેવરાવ્યું કે જગજીવન પોતે જ પહેલા આવે. અને ખંડમાંથી બીજાઓને વિદાય કર્યા. જગજીવન આવ્યો. તેને પોતાની સામે બેસવાની જગા આંખથી બતાવી, તે બેઠો એટલે કહ્યું :

"કેમ, તમારે શું કહેવું છે ?"

"હું નિર્દોષ છું."

"કેમ, તમે કોઈવાર સરસ્વતીને એકાન્તમાં ન મળતા ?"

"મળતો. પણ—"

"ત્યારે તમને મનમાં વિકાર ન જ થતો એમ કહેવા તૈયાર છો? મનમાં થનગનાટી ન થતી?"

"થતી, તેની ના હું કહી શકતો નથી. પણ..."

મનમાં એકલા બોલતા હોય તેમ મહાત્માજીએ કહ્યું: "મારી જ ભૂલ છે. મારા હાથ અનેકવાર દાઝયા છે છતાં હું જ ભૂલ કરું છું. મારે જ આનું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ." સામે જોઈને: "ત્યારે તમે પરણી કેમ જતા નથી. તમારા જેવાએ— "

"પણ બાપુજી, મને નિર્બળતા આવતી જણાતી કે તરત જ હું કોઈ ત્રીજી વ્યક્તિને પાસે બોલાવી લેતો. માજીને હું હમેશાં સાથે રાખતો. માજી ન હોય ત્યારે મારા કોઈ નોકરને પણ કંઈ ને કંઈ બહાને બોલાવી ઓરડામાં હાજર રાખતો. આને માટે હું પોતે જવાબદાર નથી જ. સરસ્વતી બહેનને પૂછો."

"ત્યારે કોણ જવાબદાર છે?"

"એક રતિભાઈ ઝવેરી બાલાસોરમાં જ રહે છે, તે. તેઓ વનરાવનભાઈના મિત્ર થાય છે?"

"પરણ્યા નથી? તમારે ત્યાં આવતા જતા?"

"જી ના. સરસ્વતી ત્યાં રહેલી છે. અને એ જ તમને એ કહેશે."

"તમે તેને ત્યાં જવા કેમ દીધી?"

"એમનાં પત્નીને કસુવાવડ થઈ ગઈ તેને લીધે રતિભાઈ ઘરમાં ઝાઝું રહી શકતા નહોતા. ઘરમાં નાના હેમુને રાખવા સરસ્વતી દસેક દિવસ ત્યાં રહી."

"ત્યારે તમે નિર્દોષ છો, એમ જણાય છે. જો કે સરસ્વતીને પણ હું પૂછીશ ખરો. હવે ખરું તો મારે એ વિચારવાનું કે મારી શી ફરજ?"

"ત્યારે બાપુ, મારે વિશે આપ 'નવજીવન'માં ન લખો કે હું નિર્દોષ છું? આપના લખાણથી આપના અનુયાયી વર્ગમાં અને શિષ્ટ સમાજમાં હું પાછો મારી પૂર્વની સ્થિતિ પ્રાપ્ત કરી શકીશ."

"હા. તમારો એવો જ આગ્રહ હોય તો હું 'નવજીવન'માં પણ લખું, કારણકે 'નવજીવન' ઉપર પણ ઘણા કાગળો આ બાબતમાં આવેલા છે. પણ હવે સરસ્વતીનું શું કરવું? તમે કહેતા હતા કે તેને મળતાં તમને આકર્ષણ તો થાય છે. તો તમે તેને પરણી લઈ ન શકો?"

"પણ બાપુ, મારી પ્રતિજ્ઞા?"

"પણ માજીની સેવા એ કરશે એવી તો તમે પણ નહિ કરી શકો."

"પણ તો તો પછી બધા એમ જ માને કે હું જ આ કૃત્યને માટે જવાબદાર છું. હું તો આ પછી અન્ડરહિલ પદ્ધતિ પ્રમાણે ગમે તેટલે ખરચે પરીક્ષા કરાવીશ, અને એ ડૉકટર અને તેનાં ઝેરીલાં પેપરોનાં મોઢાં બંધ કરીશ. એ પદ્ધતિના શોધક ડૉકટર પાસે જ પરીક્ષા કરાવીશ.

મહાત્માજીએ નિઃશ્વાસ નાંખ્યો. જગુભાઈને વિદાય આપી સરસ્વતીને બોલાવી. તે નજીક આવી પણ ન શકી. દૂર ફસડાઈ પડયાની પેઠે બેઠી અને ત્યાં રહીને જ તે પગે લાગી. મહાત્માજીએ પૂછ્યું તેના જવાબમાં તેણે સ્પષ્ટ કહ્યું કે જગુભાઈ નિર્દોષ છે, પોતાનો જ દોષ હતો અને રતિભાઈના સંસર્ગનું આ પરિણામ હતું. વિશેષ પૂછતાં તેણે માબાપને ત્યાં જવાની કે મહાત્માજી પાસે આશ્રમમાં રહેવાની ના પાડી, અને જગુભાઈની સલાહ પ્રમાણે એક નજીકના બીજા શહેરના એક પ્રસૂતિગૃહમાં રહેવા ઇચ્છા દર્શાવી. મહાત્માજીએ તેની સંભાળ માટે જગુભાઈને જ ભલામણ કરી બંનેને વદાય કર્યા.

વનરાવનદાસને કાગળ લખી આ આખી બાબત પોતાના હાથમાં છે, તેની પોતે યોગ્ય વ્યવસ્થા કરશે, અને કશી પણ ચિંતા ન કરજો, એમ આશ્વાસન આપ્યું.

રતિલાલે સરસ્વતીને માલૂમ ન પડે એવી રીતે તેની પ્રસૂતિનો બધો ખરચ આપવા જગુભાઈને ખાનગીમાં કહ્યું, પણ તેણે તે સ્વીકાર્યું નહિ, અને સરસ્વતીને આંગળીચીંધામણુ ન થાય માટે તેને વહેલી જ પાસેના શહેરમાં એક સારા ખાનગી પ્રસૂતિગૃહમાં મોકલી. તેણે પૂરે સમયે ત્યાં એક પુત્રને જન્મ આપ્યો.

પંદરમે દિવસે જગુભાઈ તે શહેર ગયા. સાથે એક દાકતરને લઈ ગયા હતા. તેની પાસે પેલી અન્ડરહિલ રક્તપરીક્ષા માટે તેમણે પોતાનું લોહી કઢાવ્યું અને પછી દાકતરને લઈ તે પ્રસૂતિગૃહમાં ગયા અને સરસ્વતીને મળ્યા. તેની તબિયત પૂછી તેનો પ્રથમનો સંકોચ હરી લીધો. એમ છતાં પણ સરસ્વતી તેની સાથે સ્વસ્થ થઈ વાત કરી શકતી નહોતી. જગુભાઈએ છોકરો કેમ છે, કેવો છે, એમ પૂછ્યું ત્યારે સરસ્વતી જરા ઉત્સાહમાં આવી છોકરાનાં વખાણ કરવા લાગી. તેણે કહ્યું કે બધી નર્સો કહે છે કે તેના જેવું તંદુરસ્ત છોકરું તેમણે જોયું નથી. નિયમિત ઊંઘે છે અને બધી બાબતમાં નિયમિત છે. વિશેષ પૂછતાં તેણે કહ્યું કે અત્યારે ઊંઘે છે, થોડી વારમાં જાગશે. જગુભાઈએ જોવા ઇચ્છા દર્શાવી ત્યારે તો સરસ્વતી ઘણી જ ઉત્સાહમાં આવી તેને જોવા લઈ ગઈ. ત્યાં પહોંચતાં જ બાળકે ધીમે રહી નાની સુંદર સ્વચ્છ ડોળ વિનાની આંખો ઉઘાડી. જગુભાઈએ કહ્યું, “સારું થયું જાગ્યો તે. ભૂખ્યો હશે નહિ? અમે પાસેના ઓરડામાં બેઠા છીએ ત્યાં તમે થોડી વાર રહીને તેને લઈ આવો.”

થોડીવારે સરસ્વતી છોકરાને હાથમાં લઈ બહુ જ હર્ષભેર આવી અને ખાટલા પર બેઠી. જગુભાઈએ બહુ જ ધીમે રહીને વાત શરૂ

કરી: "મેં તમને નહિ કહેલું કે મારા પર વર્તમાનપત્રોમાં જે જાહેર આરોપ આવ્યો હતો તેનો જવાબ હું વિજ્ઞાનની પરીક્ષા કરાવી આપવાનો છું. તેમાં એ લોકો લોહીની પરીક્ષા કરી અમુક પુરુષ અમુક બાળકનો બાપ છે કે નહિ તે સંબંધી અભિપ્રાય આપે છે અને હવે તો કોર્ટોમાં પણ એ અભિપ્રાય નિર્ણયાત્મક ગણાય છે. જુઓ, મેં મારું લોહી કઢાવી તૈયાર રાખેલું છે. એ પરીક્ષા માટે બાળકનું લોહી પણ એ જ દિવસે કાઢી મોકલવાનું હોય છે. તેને માટે આ દાકતર..."

"વોય મા! તે તમે આવડા નાનાનું લોહી કાઢશો? હાય હાય! એટલા સારુ અહીં આવ્યા છો?" કહેતી તે તો બાળકને લઈ પોતાના ઓરડામાં ચાલી ગઈ.

"એમને જરા સમજાવવાં પડશે" એમ દાક્તરને કહી જગુભાઈ પાછળ ગયા. "ના, ના! મારું લોહી લેવું હોય તેટલું લો. એનું નહિ. આવડા નાનાનું હોય નહિ" કહી તે બાળકને છાતી સરસું દબાવી પોતાના ખાટલામાં લપાઈ બેઠી.

જગજીવને તેને સમજાવવા માંડી. પોતે પવિત્ર જીવન ગાળવાનું જીવનધ્યેય રાખેલું છે, તેના પર કેટલો અન્યાયી આક્ષેપ થયો છે, તે સરસ્વતીને લીધે થયો છે, સરસ્વતીનો દોષ પોતે કાઢતો નથી, પણ તેને લીધે થયો છે એ તો એણે જાણવું જોઈએ, એણે પોતાને ન્યાય મેળવવામાં મદદ કરવી જોઈએ, એ નિર્દોષતા સાબીત ન કરી શકે તો મહાત્માજીના અનુયાયીની પ્રતિષ્ઠા પછી કેમ રહે, બાળકને જરા પણ ઈજા થતી નથી, વગેરે વાતો કરી કરીને, પજવી પજવીને, ધ્યેયની વાતથી ન છટકી શકાય એવી રીતે તેને ઘેરી લઈને તેણે તેને છેક લાચાર બનાવી દીધી. તેના પડખામાંથી તેણે ધીમે રહીને છોકરો લીધો, સરસ્વતી જરા પણ વિરોધ ન કરી શકી. માત્ર દબાઈ ગયેલા એક જીવડાની પેઠે કણકણતી પથારીમાં મોં દાબીને પડી રહી.

થોડી વારે તેણે પોતાના છોકરાની ચીસ સાંભળી અને અસહ્ય વેદનાથી તેણે પણ એક ચીસ પાડી. તેને સ્પષ્ટ દેખાયું કે તે પોતે અસહાય અનાથ હતી અને તેણે એક અનાથ બાળકને જન્મ આપ્યો હતો. આ અનાથતામાં તે ફરી પોતાની ચીસો દબાવી થોડી વાર પડી રહી. પણ છોકરાની વધારે ચીસો સાંભળતાં તે એકદમ બારણા તરફ દોડી. છોકરાની ચીસો ઓછી થઈ ગઈ હતી અને દાક્તર તેને હાથમાં લઈ તેના તરફ જ આવતો હતો. એકદમ છોકરાને પોતાના હાથમાં લઈ તે પથારી તરફ દોડી અને તેને ધવરાવવા લાગી. છોકરો તરત રોતો રહી ગયો. તેની જે આંગળીમાંથી લોહી કાઢ્યું હતું તે આંગળી તેણે જોઈ. પોતાના મોંમાં મૂકી, ચાટી, ફરી જોઈ, તેના પર ક્ષતની જરા સરખી પણ નિશાની નહોતી. એટલી વારમાં એ ઘા રુઝાઈ ગયો હતો. પણ તેની માના મન પર પડેલો એ ઘા ક્યારે રુઝાશે તે કોણ કહી શકે? જગુભાઈ અને દાક્તર પાછા ગયા.

રાતે સરસ્વતીને સ્વપ્નું આવ્યું. જાણે જગજીવને પોતાના હાથમાં એક બળતો અંગારો લીધો છે. ગલોફાં ફાટી જાય એટલાં ફુલાવીને તે પેલા અંગારાને ફૂંક મારે છે. બળતા અંગારાનું લાલ અજવાળું તેના મોં પર પડે છે, અને તેની ઉપસેલી રગોવાળું મોં ભયંકર લાલ દેખાય છે અને આંખો ફાટી ગયેલી વિકરાળ દેખાય છે. એ અંગારાને ફૂંકતો ફૂંકતો પાસે આવે છે અને તેના છોકરાને ચાંપવા જાય છે, પોતે આડો હાથ દે છે અને જાણે અંગારો તેને હાથે ચંપાય છે. એ ચંપાતાં તે ચમકીને જાગી ગઈ. ભયમાં ને ભયમાં તે બૂમ પણ પાડી શકી નહિ. સફાળી ઊઠી તેણે ઘોડિયામાંથી છોકરાને લીધો. છોકરો તદ્દન સ્વસ્થ ઊંઘતો હતો તેને અનેકવાર બચી કરી પડખામાં લઈ ધવરાવી તે કેટલીય વાર જાગતી જ પડી રહી. અને છેવટે થાકીને ઊંઘી ગઈ.

જગજીવન પ્રસૂતિગૃહમાંથી બન્નેની તંદુરસ્તીના સમાચાર મગાવતો

રહેતો. છોકરાનું વજન વધ્યું તેની ખુશાલી તેણે સરસ્વતીના પત્રમાં જણાવી. પણ હવે સરસ્વતીને પોતાની સ્થિતિની ચિંતા થવા લાગી હતી. આવા બાળક સાથે ક્યાં રહેવું, કેવી રીતે જિંદગી કાઢવી, એ પ્રશ્ન તેને મૂંઝવવા લાગ્યો હતો. આશ્રમમાં રાખે પણ શું મોઢું લઈને રહેવું? અનંત નિરાધારીવાળું ભવિષ્ય તેને ચારે બાજુ ઘેરીને ભીંસવા લાગ્યું. પણ એટલામાં સરસ્વતી અને છોકરો બન્ને માંદાં પડ્યાં. જગજીવન દોડી આવ્યો. તેણે દાક્તરોની દવા કરાવવામાં કશી કમીના રાખી નહિ, પણ છોકરો ગુજરી ગયો અને તે પોતે પણ ઘણી જ નંખાઈ ગઈ. જગજીવને તેને બાલાસોર લઈ જવાનું નક્કી કર્યું. જવા પહેલાં દાક્તર પાસે તપાસ કરાવી. દાક્તરે કહ્યું કે તેને દોઢ બે માસ તદ્દન આરામ આપવો જોઈએ.

જગજીવને સરસ્વતીને બાલાસોર આણી મહાત્માજીને બધી જ ખબર આપી. મહાત્માજીએ પણ તબિયત સુધરતાં સુધી ત્યાં રહેવાની હા પાડી.

સરસ્વતીની તબિયત ધીમે ધીમે સુધરવા લાગી. અત્યારે ફરી જિનની મોસમ બંધ થઈ હતી. સરસ્વતીનું શરીર સુધરતાં હવે જગજીવને તેને મોટરમાં ફરવા લઈ જવાનું રાખ્યું. સરસ્વતીનું મન પણ આ આખા પ્રકરણમાંથી ધીમે ધીમે મુક્ત થઈ સ્વાભાવિક ખુશાલીમાં આવતું હતું. અને હવે જગજીવનને સર્વ રીતે નૈતિક વિજય મળ્યો હતો એટલે તે ત્રાહિતની હાજરી વિના સરસ્વતી સાથે ફરતો.

એક વખત ફરતાં ફરતાં મહાત્માજી વિશે વાત નીકળી. સરસ્વતીએ કહ્યું કે મોટા મોટા પણ તેમની પાસે નમી પડે છે, મનની વાત તેમની પાસે ગુપ્ત રહી શકતી નથી. જગજીવને કહ્યું કે "આપણે મહાત્માજીને મળવા ગયાં'તાં ત્યારે મારે પણ એમ જ થયું હતું."

"તમારે શી વાત થઈ હતી ? એ તો મેં તમને પૂછ્યું જ નથી."

"એમને પહેલાં તો મારા પર જ શક હતો. એટલે મને તરત જ પૂછ્યું. 'તમે એકાન્તમાં મળતા ?' મેં કહ્યું, 'હા.' 'ત્યારે તમને તેના તરફ આકર્ષણ ન થતું ? મનમાં થનગનાટ ન થતો ?' હું ના ન પાડી શક્યો."

"તે તમને એમ થતું, એમ ?"

"હા."

"શું કહો છો ? મને તો એમ કે તમારા જેવા ધ્યેયના આગ્રહીને એમ કદી થતું જ નહિ હોય. સાધારણ માણસોને એમ થતું હશે, અને સાધારણ માણસ તમારા તરફ પ્રેમ કરવા વિચાર કરે તો પણ પાપમાં પડે એમ હું તો માનતી ! અને તમે કોઈ ત્રાહિતને બોલાવતા તે મારી બુદ્ધિના રક્ષણને માટે એમ હું માનતી !"

"ત્રાહિતની તો મને જરૂર હતી."

પછી વાતો અનેક પ્રકારની થઈ, પણ મનોવિકારની આ કબૂલતથી બન્નેનું અંતર કંઈક ઓછું થતું ગયું. તે એટલે સુધી કે મહાત્માજી પાસે જવાનો દિવસ આવ્યો ત્યારે જગજીવન જરા પ્રગલ્ભ થઈ તેને વાત કરી શક્યો.

"તમારી એકંદર તબિયત તો અહીં સારી થઈ ગણાય, નહિ ?"

"હા."

"આશ્રમ કરતાં અને તમારા પિતાના ગામ કરતાં પણ અહીંનાં હવાપાણી તમને વધારે સારાં નથી લાગતાં ?"

"અલબત, લાગે છે જ."

"માજી સાથે પણ તમારે સારું ફાવતું હતું, નહિ ?"

"હાસ્તો. માજી તો મારા પર કેટલું વહાલ રાખે છે !"

"ત્યારે તમે અહીં જ રહી જાઓ તો શું ખોટું ?"

"પણ તે કેમ થાય ? મહાત્માજીને લખેલું છે ને ?"

"તે રહેવાનું તો બીજી કઈ રીતે થાય ? આપણે બન્ને અહીં જ કુટુંબ કરીએ ત્યારે જ તો ? મહાત્માજી તમારી પરણવાની બાબત શો વિચાર કરે ?"

"અરે, એમણે તો મને એકવાર સ્પષ્ટ કહેલું કે પરણવાનું મન થાય તો મને કહેજે."

"મને પણ આપણે બે ગયાં ત્યારે કહેલું કે તમે પરણો ને !"

"ખરેખર !"

"હા. હા. તો તો મહાત્માજીના આશ્રમમાં જ તેમના આશીર્વાદથી લગ્ન કરી શકાય, નહિ ?"

"હાસ્તો."

"ત્યારે આપણે બન્ને જઈએ અને તમે તેમને વાત કરો."

"મને શરમ લાગે."

"તો હું વાત કરું ને તમે પછી તેમના આશીર્વાદ માગજો."

"ભલે." સરસ્વતીને પણ ભવિષ્યના જીવનની અનેક ચિંતા હતી, તેનો આ બહુ જ સરલ નિકાલ આવી ગયો તેથી તેના મનને ઘણો જ વિશ્રામ મળ્યો.

બન્ને મહાત્માજી પાસે ગયાં. મહાત્માજીએ બહુ ઉલ્લાસમાં તો નહિ પણ સાધારણ રીતે કહ્યું, "તબિયત તો સારી છે." થોડી વારે જગજીવને એકાન્ત માગ્યું. મહાત્માજીએ બધાને બહાર જવા કહી પૂછ્યું, "કેમ, શું છે ?"

"અમે બન્ને આપના આશીર્વાદ માગવા આવ્યાં છીએ ?"

મહાત્માજી તરત તો સમજ્યા નહિ, પણ જગજીવન સામે જોઈ એકદમ સમજી ગયા. તેમની આંખમાં તરત ચમકારો થયો,

તરત જ સરસ્વતી સામે જોઈ તેમણે પૂછ્યું: “કેમ, આમને પરણવાની ઈચ્છા થઈ છે?”

“આપના આશીર્વાદ હોય તો!”

“પણ હું શી રીતે આશીર્વાદ આપું? તમે બે આવ્યાં ત્યારે મેં તેમને સ્પષ્ટ પ્રશ્ન પૂછ્યો ત્યારે તેમણે ધ્યેયની વાતો કહી, અને અત્યારે તું ચોખ્ખી થઈ ત્યારે મારો આશીર્વાદ લઈ પરણવાનો વિચાર કરે છે! પ્રેમ હોય તો તે વખતે ન પરણે? તારે પરણવું હોય તો પરણ, પણ બરાબર વિચાર કર.”

સરસ્વતી એકદમ ચમકી ગઈ. તેને પેલા અંગારાવાળું સ્વપ્નું યાદ આવ્યું. તે ભયવ્યાકુલ થઈ ગઈ.

“કેમ, શું કરવું છે?”

“હમણાં તો તમારી પાસે રહીશ.”

# ઉત્તર માર્ગનો લોપ

આજે સિન્ધુ દેશમાં આવેલું દેવીગ્રામ સવારથી કોઈ અપૂર્વ ઉત્સાહમાં આવી ગયું છે. તેના વિધિઓ અને કાર્યક્રમ હમેશના જ છે, તેમાં છેલ્લાં સાત વર્ષથી તો કશો ફેર થયો નથી, થઈ શકે જ નહિ, પણ આજે એ હમેશના કાર્યક્રમના વિધિઓ, પાઠ, પૂજા, પ્રદક્ષિણા, દર્શન, જાપ, સર્વ કરવામાં વાણી હાથ પગ નવી જ છટા અને નવો જ રણકાર બતાવે છે. આજે ગ્રામમાં સાત વર્ષનું મહાન પર્વ આવેલું છે. આજે એ ગ્રામનાં મુખ્ય સાધકસાધિકા પોતાની સાત વરસની સાધના પૂરી કરશે અને કાલે જ્વાલામુખીદેવીની મહાયાત્રાએ જશે. અને ત્યાંથી પાછાં ફરશે એટલે તેમની સાધિકા ચન્દ્રલેખા એ જ્વાલામુખી દેવીનું સ્વરૂપ બનશે અને સાધક એ ગ્રામનો નવમો સિદ્ધ પુરુષ થશે.

આ સાત વરસની સાધના, જેટલી વિલક્ષણ તેટલી જ દુષ્કર હતી. સાધના માટે દેવીના ઉપાસકોના પુત્રપુત્રીમાંથી જન્મકુંડલી તપાસાવીને અને અમુક સામુદ્રિક લક્ષણો જોઈને એક વીસ વરસના પુરુષને અને સોળ વરસની યુવતીને પસંદ કરવામાં આવતાં. તેમણે એક વંડીવાળા દેવીના ચાચરમાં જુદી જુદી ઓરડીમાં રહેવાનું હતું. આ ઓરડીઓને કમાડ નહોતાં. એ ઓરડીઓ સિવાય ત્યાં એક માતાજીની

ઓરડી હતી. તેને પણ કમાડ નહોતાં ને ઓરડીમાં માત્ર એક દેવીનો દીવો નાના ધાતુના કોડિયામાં રહેતો. આ દીવો આ સાધક સાધિકાએ વારા ફરતી ઘી પૂરીને રાત દિવસ અખંડ બળતો રાખવાનો હતો. આ દીવાની ઓરડીને કમાડ નહોતાં પણ તે ઊંડી હતી અને ત્યાં જવાનો માર્ગ એવો અટપટો હતો કે ગમે તેવા તોફાનમાં પણ પવન ત્યાં સુધી જઈ દીવો હોલવી ન શકે. એ દીવો હોલાતો નથી એ એક દેવીનો પરચો ગણાતો. આ ચાચરમાં બન્નેએ એકાન્તમાં અખંડ બ્રહ્મચર્યથી સાત વરસ સાથે રહેવાનું હતું. બ્રહ્મચર્યમાં ભંગ થાય તો દેવીના ચમત્કારથી તેની ખબર પડ્યા વિના રહેતી નહિ. આવાં સ્ખલનો પૂર્વકાળમાં કેવાં જણાઈ ગયાં હતાં તે ઉપર ઉત્તરમાર્ગનાં પુરાણોમાં કેટલીય કથાઓ હતી. આ કથાઓ હમેશ અકેકી આ સાધક સાધિકાને ત્રીજે પહોરે સાંભળવાની દિનચર્યા હતી. ખરી રીતે ચોવીસે કલાકની દિનચર્યા બહુ વિગતથી ઝીણવટથી અને ચોકસાઈથી નક્કી થયેલી હતી. સવારમાં બ્રાહ્મમુહૂર્તે ઊઠીને સ્નાન કરી આવીને સાધકે સાધિકાના પિંડમાં હજી અપ્રગટ રહેલ દેવીની પૂજા કરવાની હતી. એકવસ્ત્રવેષ્ઠિતા સાધિકા,—દરેકે સીવ્યા વિનાના એક જ લાંબા વસ્ત્રનું પરિધાન કરવાનું હતું—ઉત્તર તરફ માથું રાખી સીધી આકાશ તરફ મુખ રાખી સૂઈ જતી. સાધક તેને ઓશીકે બેસી તેના કપાલે કંકુનું તિલક કરી, પોતાનું કપાળ તેને અડાડી પોતાને ચાંલ્લો કરતો. પછી તેની કેડ પાસે બેસી સાધિકાની નાભિ ઉપર સ્પર્શ કર્યા વિના તેણે લાલ કરેણનું ફૂલ ચડાવવાનું હતું. અને પછી પગ આગળ બેસી સાધિકાને પગને અંગૂઠે, બન્ને આંખો અડાડવાની હતી. આ વિધિ થતી વખતે દેવીગ્રામનો વૈદ્ય હાજર રહેતો અને વિધિ પછી તરત બન્નેની નાડી તપાસતો. બન્નેની નાડીનો વેગ જરા પણ વધવો ન જોઈએ. દિવસમાં સવાર બપોર સાંઝ ત્રણ વાર નાડી તપાસાતી. બપોરે તેમને માટે એકવાર ભોજન આવતું. તેમને પોતાનું કશું પણ કામ હાથે કરવાનું નહોતું. માત્ર દીવો અખંડ રાખવો એ એક જ કામ

હતું. દીવાનું કોડિયું એટલું નાનું હતું કે રાત દિવસ વારંવાર જઈ ઘી પૂરવું જ પડે. તેમની આસપાસ અગ્નિનું કશું સાધન રખાતું નહિ, એટલે જો કોઈપણ કારણથી દીવો હોલાય તો એ વાત બહાર પડ્યા વિના રહે જ નહિ. એમ થાય તો વિધિ પ્રમાણે મોટી ક્રિયા કરી એ દીવો ફરી પ્રગટાવાતો અને સાધક સાધિકાને ફરી સાત વરસ તપશ્ચર્યા આદરવી પડતી. રાતના બન્નેએ વારાફરતી ઉજાગરો કરવાનો અને ઘી પૂરું થતાં બીજાને ઘી પૂરવા જગાડી ઊંઘી જવાનું હતું. જગાડવાની પદ્ધતિ પણ ચોક્કસ હતી. રાતા કરેણનું ફૂલ કપાલે અથવા પગને અંગુઠે અડાડીને જ જગાડી શકાતું.

તપશ્ચર્યા આટલી દુષ્કર હતી માટે જ, તેમના પુરાણ પ્રમાણે, કલિયુગમાં અત્યાર સુધી માત્ર આઠ સાધકસાધિકા પાર ઉતર્યા હતાં. આ યુગલ નવમું હતું. અને આજે તેમની તપશ્ચર્યાનો છેલ્લો દિવસ હતો. તેથી જ આજે સવારથી આરતી વખતે ભકતોનો ઝાલરનો રણકાર જુદી જાતનો હતો. આજે દેવી એટલે સાધિકાની પૂજા વખતે વચમાં આવવાની જગા રાખીને બન્ને છેડે પાતળું અને વચમાં જાડું, ઊભેલું ટોળું હમેશ કરતાં ઘણું મોટું હતું. એ ટોળામાં ધીમે રહીને પોતાનો સુંદર ગૌર દેહ ચારે બાજુથી સફેદ વસ્ત્રથી વીંટાળી ચન્દ્રલેખા આવી ત્યારે ટોળું એક આંખો સિવાય આખે શરીરે નિશ્ચેષ્ટ થઈ ગયું. ધીમેથી આવી ચન્દ્રલેખા સ્થંડિલ પર સૂતી. પછી સામેથી ધીમે પગલે ધોતિયું પહેરેલો અને ધોતિયાના એક છેડાનું જ ઉત્તરીય કરેલો હરકાન્ત આવ્યો. તેણે ઓશીકે બેસી સિંદુરનું તિલક કરી પોતાનું કપાળ ત્યાં અડાડ્યું. ત્યાંથી ઊઠીને ચન્દ્રલેખાના શરીરના મધ્યભાગ આગળ બેસવા જતાં તેણે તેના મોં સામે જોયું. સાત સાત વરસ સુધી અનેક સવારો તેણે આ ક્રિયા કરેલી તે બધી જાણે એક કતાર થઈ તેની સામે ઊભી રહેલી દેખાઈ. એક અજ્ઞાત ભવિષ્ય તેની આંખ સામે ખડું થયું. આજે છેલ્લી જ વાર ચન્દ્રલેખાનો સુંદર દેહ,

તેનું સુંદર મુખ, તેની સુંદર દેહરેખા તે જુએ છે તે વાત તેના મનમાં એકદમ પાણીનો નાનો પરપોટો ઉપર આવે તેમ આવી. બેસીને નાભિ ઉપર ફૂલ મૂકતાં કંઈક તેનો હાથ ધ્રૂજ્યો. તેણે દીર્ઘ શ્વાસ લઈ મન ઉપર ફરી કાબૂ મેળવ્યો. ઊઠીને તેણે પગને અંગૂઠે પોતાનાં નેત્રો અડાડ્યાં. હમેશના જેવા સ્વસ્થ મનથી અને ઊઠ્યાના શ્રમથી જરા લાલ થતા મુખ સાથે તે ઊભી થઈ, ને બન્નેની નાડ વૈદ્યે જોઈ ત્યારે તે હંમેશ જેવી શાન્ત નિયમિત અને સ્વસ્થ હતી. તેઓની આકરી કસોટી આજ પૂરી થઈ. આજે છેલ્લી વાર પોતે તેમની નાડ જોતો હતો એ વિચારથી એક મંદ સ્મિત કરી વૈદ્ય ચાલ્યો ગયો. ટોળું પણ નિઃશબ્દ વીખરાઈ ગયું. હરકાન્ત અને ચન્દ્રલેખા બંને પોતપોતાની ઓરડીમાં ચાલ્યાં ગયાં.

ત્રીજે પહોરે હંમેશની માફક થતા કથાવાચનમાં પણ આજે મોટું ટોળું આવેલું હતું. એક ભક્ત પાસે પાટલા પર એક પોથીનો લગભગ ગાંસડો ઉપડાવીને પૌરાણિક દાખલ થયો અને પોતાને સ્થાને બેઠો. સાત વરસમાં કશું જ ફરી ન વાંચવું પડે, હમેશ અક્કેક અધ્યાય વાંચતાં સાતે વરસે બરાબર પૂરું થઈ રહે એવડું એ પુરાણ હતું. આજે પુરાણ ઉઘાડીને તેણે પાનાં હાથમાં લીધાં ત્યારે શ્રોતાઓ તરત શાંત થઈ શક્યા નહિ. આવતી કાલ શી ક્રિયાઓ કરવાની હશે, આ સાધકસાધિકા કેવાં સદ્‌ભાગી, તે આવ્યાં ત્યારે કેવાં અને કેવડાં હતાં, આજે તે તે કરતાં કેવાં સુંદર અને ભવ્ય થયાં છે; ગ્રામનાં સ્ત્રી–પુરુષો સાથે તેમને કેટલો બધો પ્રેમ છે, બંનેથી બહાર નીકળાતું નથી, પણ બંને બાળકો તરફ પણ કેવી મમતા રાખે છે, તેમને શોધી લાવનાર આ પૌરાણિક જ હતો, કાલ હવે નવી વિધિઓ શી થવાની અને સાક્ષાત્ જ્વાલામુખી પ્રગટ થશે, ત્યારે શા શા ફેરફારો થશે એની વાતો કરવામાંથી આજ શ્રોતાઓ પરવારતા જ નહોતા. પણ પુરાણકર્તા જાણે આ બધું માનસ પહેલેથી સમજતો હોય તેમ આજનો છેલ્લો અધ્યાય તેણે ટૂંકો જ લખેલો હતો. આજે

પ્રવચન કરતાં પૌરાણિકે કહ્યું કે આજનું કથાનક ઘણું જ ટૂંકું છે, અને તેણે શ્રોતા તરફ કોરી બાજુ દેખાતી થોકડી હાથમાં લીધી. તે ઘણી જ પાતળી, ભાગ્યે ચારેક પાનાની હશે. તે જોઈ લોકો શાંત થઈ ગયા. પૌરાણિકે પોતાની કથા શરૂ કરી.

"એક વાર ભગવતી કામાખ્યાદેવીને પોતાની જયા અને વિજયા સખીઓ જોડે હાસ્યવિનોદ ચાલતો હતો. ત્યાં ઓચિંતાં દેવીએ હાથ ઊંચો કરી, સ્તંભનમુદ્રાથી વાતચીત બંધ કરી અને ભગવતી ભ્રમરી-દેવીનું સ્મરણ કર્યું. ભગવતી ભ્રમરીએ અશરીર હુંકારથી પોતાનું આગમન જણાવ્યું એટલે દેવી બોલ્યાં: "વિન્ધ્યાટવીમાં રહેતો મારો સાધક કાલે સવારે વિન્ધ્યવાસિની દેવીનાં દર્શન કરવા જાય ત્યારે નર્મદાની ભેખડમાંથી ઊડતી ભમરીઓના દંશથી તેનો પ્રાણ લેજો." ભગવતી ભ્રમરી ફરી તેવો જ હુંકાર કરી ત્યાંથી ચાલ્યાં ગયાં, ત્યારે જયા અને વિજયાએ પૂછ્યુંઃ "દેવી, વાંધો ન હોય તો સાધકનો દોષ અમને કહો." ત્યારે દેવીએ કહ્યુંઃ "આજે સાધકે વાત-ચીતને પ્રસંગે સાધિકાને કહ્યું કે આજની પુરાણકથામાં કહ્યા પ્રમાણે મને ડાબે બાહુએ તલ છે. સાધિકાએ કહ્યું કે મને પણ આજના વ્યાખ્યાન પ્રમાણે નાભિની વામ બાજુ રાતો તલ છે. સાધકે કહ્યું, બતાવો જોઈએ. સાધિકાએ બતાવ્યો ત્યારે સાધકે ત્યાં અંગુલી વડે સકામ સ્પર્શ કર્યો." જયાએ ફરી પૂછ્યુંઃ "ભગવતી, આપે પહેલાં કહ્યું હતું તે જો આ જ સાધક વિશે હોય તો આજે તેની તપશ્ચર્યાની છેલ્લી રાત હોવી જોઈએ. સાત વરસ શુદ્ધ બ્રહ્મચર્ય પાળ્યા પછી આજે છેલ્લી રાતે તેનું સ્ખલન કેમ થયું?"

પૌરાણિકના આ શબ્દો સાંભળતાં આખો શ્રોતાવર્ગ સ્તબ્ધ થઈ ગયો. હરકાન્ત અને ચન્દ્રલેખાએ એકબીજા તરફ સાવધાનતાની ગંભીર દૃષ્ટિ કરી. પૌરાણિકે કથા આગળ ચલાવી.

"આવો જ બનાવ ત્રેતાયુગમાં એક વાર બન્યો ત્યારે

કાત્યાયની દેવીએ એક દૃષ્ટાંતથી આ વાત સમજાવી હતી. શંખપુરના રાજરાજેશ્વર ઇંદ્રસેને શક્તિનું એક શિખરબંધ મંદિર કરાવ્યું હતું. તેના ઉપર તેને સુવર્ણનો કલશ અને આમલક મૂકવું હતું. તેની રાજધાનીથી સાતેક ગાઉ પર એક વિશ્વકર્મા જેવો શિલ્પી બ્રાહ્મણ રહેતો હતો. તેની પાસેથી નમૂના માટે માટીનો કલશ અને આમલક લઈ આવવા તેણે એક વિદ્યાહીન બ્રાહ્મણને સુવર્ણ આપવા કરી લેવા મોકલ્યો. એ શિલ્પી, બ્રાહ્મણ સિવાય કોઈને સ્પર્શ કરતો નહિ એટલે કોઈ શૂદ્રને નહિ મોકલતાં બ્રાહ્મણને મોકલ્યો. શિલ્પીએ એક મોટા પાટલા પર કચરાનો કલશ અને આમલક કરી પાટલો તેના માથા પર ચડાવ્યો અને ખાસ કહ્યું કે ભાર તો છે પણ ધીમે ચાલજે અને ઉતારતી વખતે પાટલો વાંકો ન થઈ જાય એ રીતે ધીમે રહીને ઉતારજે. બ્રાહ્મણે ધીરજ રાખીને આખો લાંબો પંથ ભારને સાચવીને કાપ્યો, પણ મંદિર પાસે આવતાં ઉતારવાની જગા હવે પાસે આવી જોઈને, અને સુવર્ણ મળશે એ વિચારથી, તે અધીરો થઈ ગયો, ને હાશ કરીને તેણે પાટલો પછડાતો મૂક્યો. ઉપરની માટીની આકૃતિ ભાંગી ગઈ, મુહૂર્ત ચાલ્યું ગયું, અને રાજાએ બ્રાહ્મણને આપવા ઠરાવેલ સુવર્ણદ્રવ્ય આપ્યું નહિ. એ પ્રમાણે જે સાધક પોતાના વ્રતને ભારરૂપ ગણે છે અને તેની અવધિની અધીરો થઈ રાહ જુએ છે, અને સિદ્ધિઓ પ્રાપ્ત કરવા વિહ્વલ બને છે, તે અવધિ નજીક દેખતાં ધૈર્ય ખોઈ બેસે છે અને પતિત થાય છે. આ સાધકનું પણ એમ થયેલ છે."

પૌરાણિકે અહીં કથા પૂરી કરી પાનાં સંકેલી પોથીમાં મૂક્યાં. આખો શ્રોતાવર્ગ અને સાધકસાધિકા બન્ને અત્યંત ગંભીર ચહેરે ઊભાં થયાં. ધીમે ધીમે ટોળું વીખરાયું. પૌરાણિક પોતાની પોથી બાંધી લઈ છેવટની માર્દવભરી નજર સાધકસાધિકા તરફ નાંખી ચાલતો થયો. અને ફરી ચાચરમાં એકાંત થયું.

હરકાન્ત ચાચરને ઓટલે પગ લટકાવી બેઠો અને ચન્દ્રલેખા એક આસન પર પલાંઠી વાળી તેની બાજુએ તેનાથી દૂર તેના

તરફ મુખ રાખી બેઠી. થોડીવારે હરકાન્તે કહ્યું, "આ પુરાણકાર પણ બહુ વિચક્ષણ જણાય છે. આજે આપણી છેલ્લી રાત્રિ છે, તો તેણે કથા પણ છેલ્લી રાત્રિની જ કહી!"

ચન્દ્રલેખા: "અલબત્ત, વિચક્ષણ તો ખરો! પણ હરકાન્ત, મને તો અધીરાઈથી મન ચલિત થાય એ સાચું નથી લાગતું. મને એવી કશી જ અધીરાઈનો અનુભવ થતો નથી. તમને થાય છે?"

"મને પણ થતો નથી. મને જો કંઈ થાય છે તો તે ભવિષ્યના વિચારો થાય છે."

"મને પણ. અને મને તો કંઈક જાણે ભય લાગે છે. હવે શું થશે? અત્યાર સુધી તો જાણીતા વિધિ પ્રમાણે ચાલવાનું હતું. પણ હવે શું આવશે?"

હરકાન્તે કહ્યું: "તમારે તો તેમાં ભય રાખવાનો છે જ નહિ. સાક્ષાત્ માતાજી જ તમારામાં પ્રગટ થશે. તમારે કશું જ કરવાનું નથી."

"પણ એ પ્રગટ કેવી રીતે થતાં હશે? એ પ્રગટ થવાનાં, તેનું એક પણ ચિહ્ન હજી સુધી હું મારામાં અનુભવી શકી નથી. મારામાં પ્રગટ થશે એટલે શું? એ પ્રગટ થશે ત્યારે મારું શું થયું હશે, હું હુંરૂપે મટી ગઈ હઈશ? કે હું આ ખોળિયામાં જા–આવ કરતી રહીશ?"

હરકાન્તે કહ્યું: "મારી કલ્પના એવી છે કે તમે તમારે રૂપે જ રહ્યા છતાં, માતાજી સાથે એક પ્રકારનું તાદાત્મ્ય અનુભવો, તેમની સાથે અનુસંધાન મેળવો."

"પણ હજી સુધી એ અનુસંધાન કેમ મેળવવું તેનું ઝાંખું સ્વરૂપ પણ મારા અનુભવમાં આવ્યું નથી."

"એ અનુસંધાનનો પ્રયત્ન તમારે કરવાનો નહિ. એ માતાજી પોતે જ મેળવશે, એવો અર્થ."

"તો માતાજીએ અત્યાર સુધી કેમ કોઈમાં મેળવ્યો નહિ? એ પોતે સર્વશક્તિમાન છે. ગમે તેનામાં મેળવી શકે છે."

"ના. તેને માટે તેમને પવિત્ર ભૂમિ જોઈએ."

"મારું એ જ કહેવું છે. મને કહેતાં શરમ આવે છે,—સંકોચ થાય છે, ભય લાગે છે કે કોઈ મને અશ્રદ્ધાળુ ગણે; પણ આટલાં વરસે પણ મને નથી લાગતું કે હું પહેલાં કરતાં વધારે પવિત્ર છું."

"એમ ન બને કે તમે પોતે એનાં અજ્ઞાત હો?"

"એનો વિચાર જ ન કર્યો હોય તો એમ બને. પણ અનેક આખ્યાનોમાં આ વાતો આવી છે. તપશ્ચર્યાથી, આપણા વિધિથી પવિત્ર થવાય છે, બ્રહ્મચર્યથી દિવ્ય બલ આવે છે, અને એવી એવી વાતો સાંભળી મને વારંવાર મારે વિશે વિચાર આવ્યો છે. અને કદી મને મારે વિશે સંતોષ થયો નથી. પણ તમારો શો અનુભવ છે આ બાબતમાં?"

"મને તો છેવટ પણ માત્ર ભકતનો અધિકાર મળવાનો છે. મને બહુ બહુ તો નવી વિધિઓનો વિચાર આવે છે. કહે છે કે, ઉત્તરમાં જ્વાલામુખી માતાનું સ્થાનક છે. આપણી સાધના પૂરી થયા પછી ત્યાંથી એક ગુપ્ત ગ્રંથ લઈ આવવાનો અને એ ગુપ્ત ગ્રંથની વિધિ પ્રમાણે ક્રિયાઓ કરવાની આવશે. આપણો માર્ગ ઉત્તરમાર્ગ ગણાય છે તે બે કારણોને લઇને. એક કારણ તો આપણો માર્ગ દક્ષિણ અને વામ બંનેથી અનોખો, અને ઉચ્ચતર છે. અને બીજું એ કે એની વિધિઓ એની ઇષ્ટદેવતા ઉત્તરમાં રહેલી છે."

એટલામાં એક વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ ચન્દ્રલેખા ચમકીને બોલી, "અરે, પણ દીવામાં ઘી પૂરવાનો વખત ક્યારનો થઈ ગયો ને!" બંને મંદિર તરફ દોડયાં. સદ્ભાગ્યે દીવો ચાલુ હતો. ચન્દ્રલેખાનો વારો હતો એટલે એણે જઈ ઘી પૂર્યું. પાછાં આવતાં

એણે કહ્યું, "મને તો ભય લાગ્યો છે કંઈ! હજી મારી છાતી ધબકયા કરે છે."

હરકાન્તે કહ્યું: "પુરાણકારની વાત એક નહિ તો બીજી રીતે પણ સાચી તો ખરી જ. છેલ્લો દિવસ વધારે સાચવવા જેવો છે!"

અને એ છેલ્લો દિવસ, છેલ્લી રાત, પૂરેપૂરી સચવાઈ ગઈ. બીજે દિવસે હવે છેલ્લી વિધિ કરવાની હતી.

આ પ્રસંગને માટેના ખાસ મોટા કોડિયામાં દીવો કરી દેવીગ્રામનાં બાળકોને અને તેમને સાચવવા જરૂરનાં હોય તેટલાંને ગ્રામમાં રાખી બધાં દેવીભકતોને, સ્ત્રી–પુરુષો બધાંને, વહાણમાં બેસી દરિયામાં જ્વાલામુખીના ખડકનાં દર્શન કરી, ખડકની પ્રદક્ષિણા કરી પાછાં આવવાનું હતું. જ્વાલામુખીના ખડક ઉપર ત્રિશૂલનું નિશાન છે એટલું જ સામાન્ય રીતે બધાની જાણમાં હતું, પણ તે સિવાય, આવી પ્રદક્ષિણા કરવાનો પ્રસંગ એટલે લાંબે અંતરે આવતો કે ત્યાં કેમ જવું, વહાણ કયાંથી કયાં લઈ જવું તેની માહિતી હોય એવો દેવીભકત કે ખારવો પણ જવલ્લે જ મળતો. આ પ્રસંગે માત્ર એક જ ખારવો પરંપરાથી કંઈક જાણતો હતો, અને તે પણ ઘડપણથી આંધળો થઈ ગયો હતો. તેને પૂછીને ખારવાઓએ વહાણ હંકારવાનું નક્કી કર્યું.

આજે શ્રાવણ માસની સુદ નોમ હતી. તે જ દિવસે સવારથી ગ્રામમાંથી નીકળે તો ખડકે પહોંચે ત્યારે જ્વાલામુખીનું ત્રિશૂલ દેખી શકાય એમ મનાતું. નહિતર તે દરિયાના પાણીમાં ઢંકાઈ ગયું હોય. વહાણ સિન્ધુનદીના પૂરમાં સડસડાટ ચાલવા માંડયું. વહાણ આખું દેવીભકતોથી ચિકાર ભરાયેલું હતું. બધાં માણસો વહાણના ગર્ભભાગમાં જ ભંડકિયામાં જ હતાં. ચન્દ્રલેખા અને હરકાન્તને માટે બધાથી ઉપર ખાસ બે જુદાં પાટિયાં નાંખી આપેલ હતાં, તેમાં કૂવાથંભને અડોઅડ હરકાન્ત બેઠેલો હતો. સિન્ધુમાં વહાણની ગતિ

જોઈ સર્વ ભકતો હર્ષમાં આવી ગયાં હતાં. દૂરનાં તટો ઇન્દ્રજાલનાં દશ્યોની પેઠે વેગબંધ પસાર થતાં હતાં. સ્થલ પણ સમયની પેઠે જરા પણ ઘર્ષણ કે અવાજ વિના પસાર થતું હતું. પ્રસંગના, અને વેગના માદક હર્ષથી સર્વ ભકતો હર્ષમાં આવી ગાતાં હતાં, વાતો કરતાં હતાં, કોઈ સ્તબ્ધ બેઠાં હતાં. સુકાન પાસે બેઠેલો પૌરાણિક આજે અનન્ય ઉત્સાહમાં હતો. જીવનભર સેવેલી ઇચ્છા પૂર્ણ થવાની ખુશાલીમાં તેનો હર્ષ માતો ન હતો.

એટલામાં સિન્ધુનું મુખ આવ્યું. સામે દરિયો મોટાં મોજાંથી ઊછળી રહ્યો હતો, તેના ઘુઘવાટથી જ જાણે ભકતોનાં ભજનો બંધ થઈ ગયાં! નદી અને સાગર, બન્ને સિન્ધુઓનો સંગમ, જાણે આખા વિશ્વને ચલાયમાન કરતો હતો. દૂરની ભૂમિ, નીચેનું પાણી કે ઉપરનું આકાશ કશું જ સ્થિર દેખાતું નહોતું. એટલામાં ઓચિતું વરસાદ સાથે તોફાન શરૂ થયું. ખારવાઓ પણ માંડ દેખી શકે એવો ઘટ્ટ વરસાદ વરસવા માંડ્યો. ભકતો તો ઘણાંખરાં અર્ધાં બેભાન પડ્યાં હતાં. તે વખતે પણ ચંદ્રલેખા પોતાના પાટિયા પર સ્થિર બેઠી હતી. હરકાન્ત તોફાન જોવાના કુતૂહલે કૂવાથંભને ઝાલીને ઊભો થયો. એટલામાં ખારવાઓ એકદમ બૂમો પાડવા માંડ્યા, અને સઢ સંકેલવાની દોડાદોડ થઈ રહી. સમુદ્રના મોટા લોઢને લીધે વહાણ ડામાડોળ થવા માંડ્યું. ત્યાં મુખ્ય ટંડેલે દૂર સમુદ્રની ઘૂમરી જોઈ. એ ઘૂમરી ડાબી રહેવી જોઈએ તેને બદલે જમણી દેખાઈ, અને તેનાથી દૂર રહી જવા જેટલી જગા રહી નહોતી એમ તેણે જોયું. ને બધાંને તેણે બૂમ પાડી કહ્યું કે વહાણ નહિ બચે. આ સાંભળતાં હરકાન્તે એકદમ ચન્દ્રલેખાને પાસે આવવા કહ્યું. ચન્દ્રલેખા લથડતી ઊભી થઈ હરકાન્તના પાટિયા પાસે આવી. તેને હરકાન્તે પકડી ઊભી કરી અને ડોલતા વહાણમાં એકદમ બાથમાં લઈ તેના નજીક આવેલા મુખ પર બહારના તોફાન કરતાં પણ વધારે તોફાની ચુંબનોની ઝડી વરસાવી—જાણે કે કેટલાય ભવનાં દંપતી ન હોય!

આ કોઈએ જોયું નહિ. વહાણનાં ઘણાંખરાં તો આ વખતે ગાંસડીઓની માફક ભંડકિયામાં ધોળાતાં હતાં, અને જે થોડાં શુદ્ધિમાં હતાં તે વહાણ નહિ બચવાની બૂમ સાંભળી પોતે બચવા અને પોતાનાંને બચાવવા બેબાકળાં થઈ ગયાં હતાં. બધે અવ્યવસ્થા પથરાઈ ગઈ હતી. માત્ર પૌરાણિક અનેક વરસોની સેવેલી આશાની આતુરતાથી સાધકસાધિકા તરફ જોઈ રહ્યો હતો. તેણે આ જોઈ એકદમ વહાણ પાછું લેવાને સુકાનીને કહ્યું. એકદમ પાછાં ફરવાના હુકમો અપાયા. ખારવાઓએ નવી આશાથી ફરી દોડાદોડ કરી અને ઘૂમરીથી વહાણ બચી પાછું ફર્યું. ફરી નદીના મુખ ઉપર આવતાં તોફાન પણ બંધ થયું અને પૌરાણિકે નજીક જ કિનારે જ સૌને ઊતરવાનો હુકમ આપ્યો. કોઈ કશું સમજ્યું નહિ. કોઈને અપશુકનને લીધે પાછા ફર્યાં એમ લાગ્યું, કોઈને જ્વાળામુખીનો કોપ થયો લાગ્યું, કોઈએ તો એમ જ માન્યું કે પ્રદક્ષિણા કરીને પાછાં ફર્યાં છીએ.

પૌરાણિકે સર્વને દેવીગ્રામ જવા ફરમાવ્યું, અને સર્વ જમી પરવાર્યાં એટલે તેણે શાસ્ત્રીઓની અને ભકતોની સભા ભરી, સાધકોને સર્વની સમક્ષ ઊભાં રાખ્યાં. સર્વને સંબોધીને તેણે કહ્યું: "સાધકોની તપશ્ચર્યાનો ભંગ થયો છે. આપણી પ્રણાલિકા પ્રમાણે તેની વિધિપુરઃ-સર તપાસ હવે કાલે થશે. આજે હવે સાધકસાધિકાથી ચાચરમાં રહી શકાશે નહિ. તેમણે ચાચર બહાર ધર્મશાળામાં રહેવું. અને બન્નેનો કે સાધક કે સાધિકાનો દોષ સાબિત થાય તો શાં શાં પરિણામ આવે, ન સાબીત થાય તો શું પરિણામ આવે તેનાં શાસનો, નિયમ પ્રમાણે બન્નેને વાકેફ કરવા હું આ તેમને આપું છું. કાલે શ્રવણને સમયે આ સભા અહીં જ ભરાશે." આખી સભાએ એક લાંબો નિશ્વાસ નાંખ્યો. સર્વેએ બહુ જ આર્દ્રતાથી સાધક-સાધિકા તરફ જોયું પણ દેવીના શાસન આગળ સર્વ લાચાર હતાં.

સાધકસાધિકા ધર્મશાળામાં ગયાં. જાણે વહાણ ભાંગીને નિર્જન

બેટ પર બન્ને આવી ચઢ્યાં હોય એવું તેમને લાગ્યું. બન્ને થોડીવાર નિઃશબ્દ બેસી રહ્યાં. થોડીવારે ચન્દ્રલેખાએ, ઊભી થઈ, પાણીનો લોટો ભરી આવી હરકાન્તને પાઈ પોતે પી હરકાન્તને પેલાં શાસનો વાંચવા કહ્યું. એટલામાં આખા દેવીગ્રામની સ્ત્રીઓ ઝૂમખાં વળી-વળીને એક પછી એક મળવા આવી અને સર્વેએ કહ્યું કે ' અમે કશું જોયું નથી. અમારા ઘરના પુરુષો પણ કહે છે કે અમે કશું જોયું નથી, તમારા વિરુદ્ધ એ પૌરાણિક સિવાય કશો પુરાવો નથી. તમે તમારે કહેજો કે તમે બંને નિર્દોષ છો '. નવાઈની વાત તો એ છે કે એટલી સ્ત્રીઓમાંથી કોઈએ સાચું શું બન્યું હતું તે વિષે કશું જ ચંદ્રલેખાને પૂછ્યું નહિ! સર્વને ભય હતો કે એમ પૂછવા જતાં ચંદ્રલેખા વ્રતભંગની વાત કરે, તો પછી તેમના વિરુદ્ધ પુરાવો આપ્યા વિના છૂટકો ન થાય! માતા કોપે!

રાત પડી એટલે બધાં ગયાં. બધે અંધારું હતું. ધર્મશાળાના ખુલ્લા ઓટલા પર હરકાન્ત બેઠો હતો. ત્યાં ચંદ્રલેખા આવી અને સૌથી પહેલાં તેણે ધર્મશાળામાં કે આસપાસ કોઈ નથી તેની ખાત્રી કરી આવવા હરકાંતને કહ્યું. હરકાન્ત જોઈ આવીને બેઠો એટલે ચંદ્રલેખા, જીવનમાં સૌથી પહેલાં તેને ખભો અડાડીને બેઠી. સૌથી પહેલાં એ જ બોલી.

" તમે બધું વાંચી લીધું ? શા નિશ્ચય ઉપર આવ્યા ? "

" હું એ નિશ્ચય ઉપર આવ્યો છું કે દોષનો સ્વીકાર કરી હું તમારા જીવનમાંથી ખસી જાઉં! "

" તમારે એ જ કહેવાનું છે ? "

" અત્યારે મારે એ જ કહેવાનું છે કે તમારા જીવનમાં આવી વિક્ષેપ કરવા માટે મને ક્ષમા આપો. "

" હરકાન્ત ! આ શું બોલો છો ? આવી રીતે મારો હવે ત્યાગ કરવો છે ? કાલે મૃત્યુના દ્વારમાં મેં તમારો શબ્દ સ્વીકાર્યો. અને

અત્યારે પણ મૃત્યુ સુધી હું તમારી સાથે રહેવા માગું છું. નિર્દોષ કહેવાથી એમ થતું હોય તો નિર્દોષ કહો, દોષિત કહેવાથી એમ થતું હોય તો એમ કહો. માતાજી ક્ષમા કરશે."

"લેખા, માતાજીનો પ્રશ્ન નથી. આ શાસનો એ જ બધી બાબતમાં નિર્ણાયક છે. આપણે એ ઉપરથી નિર્ણય કરવાનો છે"

અંધારામાં હરકાન્તના મુખનો ભાવ સમજવાને પ્રયત્ન કરતાં ચંદ્રલેખાએ કહ્યું: "મને સમજાવો તમે શાસનો વાંચ્યાં તેમાં શું છે? આપણે કહીએ કે આપણે સદોષ છીએ તો પછી આપણને રાખીને શું કરે?"

"એમ કરવામાં તો કશો જ ફાયદો નથી. જો બંને સદોષ હોય તો બંનેએ દેવીગ્રામમાં ગામને જુદે જુદે છેડે જીવનભર રહેવું, કદી મળવું નહિ, મળે તો દેહાંત! દેવીગ્રામ બહાર પતિત સાધક જઈ શકે છે પણ સાધિકા તો કદી નહિ. અને સાધક બહાર જાય ત્યારે તેના કપાળમાં ત્રિશૂળનું ચિહ્ન કરીને જ મોકલે!"

"હાય હાય કાન્ત!" કહેતાં અજાણતાં જ ચંદ્રલેખાએ હરકાન્તને કપાળે ચુંબન કર્યું. "ત્યારે કહો કે બંને નિર્દોષ છીએ. પુરાવો તો કશો છે જ નહિ. અને પછી ક્યાંક ચાલ્યાં જઈએ."

"મને પણ એ જ માર્ગનો પહેલાં વિચાર આવ્યો હતો, પણ એ શક્ય નથી. આપણે નિર્દોષ હોઈએ, તો આપણે દેવીની પૂજા જ કરવી જોઈએ. અત્યારે દીવો હોલાઈ ગયો છે એટલે આપણે નિર્દોષ ઠરીએ કે તરત દીવો પ્રગટાવવાની વિધિ કરીને આપણે ફરી સાત વરસ તપશ્ચર્યા કરવી જોઈએ!"

"સાત વરસ!" જાણે ભવિષ્યનાં એ સાતે વરસના ઠંડા ઉચ્છ્વાસથી ચંદ્રલેખા થથરી ગઈ, ઠરી ગઈ! તે અવાક્ થઈ કેટલીયે વાર બેસી રહી! હરકાન્તે કહ્યું: "આપણે બંનેએ જીવતાં રહેવાનો એ એક જ માર્ગ! એ જ દીવો, એ જ પૂજા, એ જ વ્યાખ્યાનો!"

"એ અર્ઘ્ય વિનાનું જીવન હવે ન જીવી શકાય. ગયાં સાત વરસના જીવન કરતાં તારી સાથેની વહાણની એક ઘડી મારે મન વધારે સાર્થક હતી, આ અત્યારનું નહિ જીવન નહિ મરણ જેવું જીવન પણ વધારે સાર્થક છે. હવે તો એમ નહિ જ રહી શકાય, હરકાન્ત."

"માટે કહેતો હતો કે મને ખસી જવા દે. દોષ પણ મારો જ" લેખાએ વાક્ય પૂરું ન કરવા દેતાં હરકાન્તને ચુંબન કર્યું, ને કહ્યું: "પાછી એ જ વાત કરી!"

હરકાન્તે કહ્યું: "ના, આ તારા અધરાંકિત કપાલ પર બીજું ચિહ્ન હું નથી જ લેવાનો. સાધકને દેહાન્તનો વિકલ્પ માગવાનો હક છે. દેહાન્ત કેમ કરવો વગેરે બધું હું મારી મેળે સમજી શક્યો છું."

ચંન્દ્રલેખાએ હરકાન્તને ગાઢ આલિંગન કર્યું. કપાલ પર, મુખ ઉપર ચુંબનો કર્યાં—જાણે પોતાનો સર્વાત્મ અર્પતી હોય! થોડીવાર રહીને તેણે હરકાન્તને પૂછ્યું: "હરકાન્ત! સાચું કહો! મારા સમ! મને પણ મૃત્યુના વિકલ્પનો હક છે કે નહિ? મારા સમ ન કહો તો!"

હરકાન્ત ચૂપ રહ્યો. જાણે તેના મનમાં છુપાયેલા અનુકૂળ જવાબને બહાર કઢાવતી હોય તેમ તેને ચંન્દ્રલેખાએ બાથમાં લઈ ભીંસ્યો. "મને નહિ કહો તો હવે, કહું છું, પાપ વહોરશો હોં. તમારા વિના તમારી પાસે પણ સાત વરસ જીવવા નથી ઈચ્છતી, તે તમો નહિ હો ત્યારે જીવવાની હતી એમ માનો છો? તમે મને તમારી સહભાગી બનવા માર્ગ નહિ બતાવો તો હું બલાત્કારથી તમને વળગીશ. તમે ઝેર લેતા હશો તો ઝૂંટવીને પી જઈશ. સિન્ધુમાં પડતા હશો તો વળગીને સાથે આવીશ. અને તેમ છતાં કોઈ યુક્તિથી મને દૂર કરશો તો નક્કી સમજજો, વધારે ભયંકર મૃત્યુ તમે મારે માટે મૂકી જવાના છો! હરકાન્ત, આમ જુઓ, મને વધારે હેરાન ન કરો."

"લેખા!......" તેણે લેખાને બાથમાં લઈ બરડે પંપાળી.

"ત્યારે છે ના?! બસ મારા કાન્ત, આપણે સાથે મરીશું! કહો, અને દેહાન્ત વિશે તમે શું નક્કી કર્યું હતું?"

" વિધિમાં લખેલ છે: ચાચરની બહાર અગ્નિ ખૂણા પર વર્તુલાકાર પાંદડાંવાળું તૃણ છે તે ચવડાવીને સાધક કે સાધિકાનો દેહાન્ત કરાવવો. ધર્મશાળામાં તેં જોવા મોકલ્યો ત્યારે હું એ તૃણ જોઈને પણ આવ્યો."

" બસ, એટલું વિધાન મારે માટે પણ પૂરતું છે." તેણે હરકાન્ત ઉપર નરમાશથી કેટલીએ વાર હાથ ફેરવ્યા કર્યો !

થોડી વારે ચંન્દ્રલેખાએ કહ્યું : " આપણે આપણા માર્ગનાં સાધન પણ તૈયાર છે, તો શા માટે એમની વિધિ અને સભાની રાહ જોવી ? રાતના છેલ્લા પહોરે આપણી મેળે જ તે પાંદડાં ચાવીને જીવન પૂરું કરવું. આપણી જીભે સદોષ કે નિર્દોષ કશું કહેવું નહિ ! ભલે એ લોકો એમને પછી જે કરવું હોય તે કરે. જાઓ, પાંદડાં લઈ આવો ! ના. હમણાં નહિ. આ દશમીનો ચન્દ્ર આથમશે ત્યારે છેલ્લો પ્રહર જ રહેશે. પહેલેથી લાવી રાખીએ તો કદાચ તેનો ગુણ ઓછો થઈ જાય."

થોડીવાર શાન્ત રહી વળી તેણે કહ્યું: " કાન્ત ! કેટલું સુખ ! જીવનની સૌથી મહત્ત્વની ઘડીએ બન્ને સાથે ! કેટલું વિચિત્ર ! બધાને મૃત્યુનો એક જ પ્રસંગ આવે. આપણને બે આવ્યા. બન્નેમાં સાથે !"

ફરી થોડી વાર શાન્તિ પ્રસરી રહી. લેખાએ કહ્યું : " હરકાન્ત ! કેમ બોલતા નથી ?" હરકાન્તે લેખાને માથે, બરડે, પંપાળી. ઝાઝી વાર રહીને હરકાન્તે પૂછયું; " લેખા ! વહાણમાં જેમ મને ઊર્મિ ઊછળી આવી, તેમ તને પણ થયેલું કે માત્ર..." લેખાએ વાક્ય પૂરું કરવા ન દેતાં હરકાન્તના મોંએ ચુંબન કર્યું. હરકાન્તે ફરી કહ્યું: " પણ કહે તો...." ફરી લેખાએ ચુંબન કર્યું.

" આ તે કાંઈ રીત છે ?"

" તમે વહાણમાં ખૂબ વારો વદાડી લીધો છે. હવે મારો વારો. હજી તો હિસાબે ઘણાં માગું ! પણ હવે થોડાં આવતા ભવ માટે રાખીશ. "

એ મૃત્યુના મુખ જેવા અંધકારમાં પણ આ દંપતીના સ્મિતથી ઘડીભર અજવાળું થઈ રહ્યું !

*

સવારે પૌરાણિકે અને ભક્તોએ બંનેનાં પાસે પાસે, સ્વસ્થ સૂતેલાં, શાન્ત, ઊંઘતાં હોય તેવાં મુડદાં જોયાં.

તે પછી કદી પૌરાણિકને ભક્તો પાસેથી સાધકસાધિકા મળ્યાં જ નહિ. ધીમે ધીમે દેવીગ્રામ વીખરાઈ ગયું, પૌરાણિક એકલો જ ત્યાં રહ્યો. તેણે ઉત્તરમાર્ગના લોપનું એક પ્રકરણ પૌરાણિક ઢબે તેમાં ઉમેર્યું !

## મેહફિલે ફેસાનેગુયાન ઉર્ફે વાર્તાવિનોદ મંડળ

### સભા પાંચમી

મેં કહ્યું: કેમ ધીરુ બહેન, આજે બોલાવ્યો?

કેમ શું? મારી વાર્તા તૈયાર થઈ ગઈ છે. પછી ક્યાં સુધી રાખી મૂકવી? એમનું મન વાર્તામાંથી દહાડે દહાડે ઊઠતું જાય છે. એ હમણાં હમણાં આ લડાઈના અને કહેવાતાં હિંદુ-મુસલમાન હુલ્લડોના વિચારોમાં પડી ગયા છે. અને પ્રમીલા બહેન થોડા દિવસમાં સાસરે જવાનાં છે. પછી મારે વાર્તા સાંભળનાર શ્રોતાઓ તો જોઈએ ને.

મેં કહ્યું: તમારે ઝાઝા શ્રોતાઓની વળી કે દહાડે જરૂર છે? કહેતાં'તાં ને કે તમે તો ચીનુને ઘણીએ વાર્તાઓ કહી છે, તેમાંથી એકાદ કહેવાનાં છો. તમારે તો એક શ્રોતા પણ બસ ગણાય.

ધીરુ બહેન: એ ચીનુ એક હોય તો બસ ગણાય. પણ તમો તો બધાંની જ જરૂર પડે, કારણ કે ઘણા હોય તો તેમાંથી એકાદ પણ અધિકારી શ્રોતા મળી રહે.

ધનુભાઈ : મને લાગે છે આ બધી ભવિષ્યની પેરવી થાય છે. વાર્તા કહી રહ્યા પછી કદાચ એમ કહેશે કે મારી વાર્તા સમજવા માટે બાળક થતાં આવડવું જોઈએ.

મેં કહ્યું : સારો કવિ પોતાના વાચકને અધિકારી બનાવી લે છે. જેમ અનસૂયાએ બ્રહ્મા વિષ્ણુ મહેશને બાળક બનાવી દીધા હતા, તેમ તમારે વાર્તાના બળથી જ અમને બાળક બનાવવા જોઈએ. એમ ન કરી શકો તો તમારી વાર્તાની એ ઊણપ.

ધીરુ બહેન : મનુષ્ય મનુષ્ય વચ્ચેના વ્યાપારોમાં એકપક્ષી બળ કદી કામ કરી શકે નહિ. એક બાજુ જેમ કલામાં અધિકારી બનાવવાનું બળ જોઈએ તેમ જ બીજી બાજુ ભાવકમાં અધિકારી બનવાની તૈયારી જોઈએ, ઋજુતા જોઈએ. વિવેચન કરવાનું અભિમાન એ ભાવકને પક્ષે મોટામાં મોટી નાલાયકી છે. મને તો ખાત્રી છે કે ઘણા લખતા બોલતા વિવેચકો કરતાં નહિ બોલતા ભાવકો કલાના વધારે સારા અધિકારી હશે—જેમ ઘણા નીતિના અભિમાનીઓ કરતાં નીતિવિષયની નમ્રતાવાળા હોય છે તેમ.

ધીરુભાઈ : મને એકલાને જ ભાષણ કરવાની ટેવ છે એમ હવે તો કોઈ નહિ કહે એમ માનું છું. કેમ પ્રમીલા ?

પ્રમીલા : મને લાગે છે કે તમારો ચેપ ચારે કોર ફેલાતો જાય છે. તેમાં માત્ર હું અને ધમલો જ અપવાદ રહ્યાં છીએ. અને સારું છે કે હું સાજી સારી અહીંથી નાસી જવાની છું.

ધીરુ બહેન : ચાલો ત્યારે, તમને આવો ચર્ચા નથી ગમતી તો બધી બંધ કરું છું. અને મારી વાર્તા વાંચવી શરૂ કરું છું. જુઓ, મારી વાર્તા માટે એક જ વાત મારે પ્રસ્તાવનારૂપે કહેવાની છે. ના ના, એ પણ નથી કહેવી. વળી ક્યાંક તેમાંથી ચર્ચા થાય. હવે વાર્તા વાંચવી શરૂ કરું છું. અને કહું છું વાર્તા વાંચું તે દરમિયાન કોઈએ કશો પ્રશ્ન કે ચર્ચા કરવી નહિ.

પ્રમીલા : ભાભી, કહો કે ઉદ્‌ગાર પણ ન કરવો. આ લોકો તો ઉદ્‌ગારને નામે પણ ચર્ચા કે ટીકા કરે એવા છે.

ધીરુ બહેન: હા, ઉદ્‌ગાર પણ નહિ.

મેં કહ્યું : બાળવાર્તા છે તે કહો તો હોંકારો દેતા જઈએ.

ધીરુ બહેન : એ પણ નહિ. હવે સાંભળો.

ઈરાન કરીને એક મોટો દેશ હતો. તેની રાજધાનીનું નામ તહેરાન. એ રાજધાનીથી વીસેક ગાઉ દૂર એક નાનું ગામડું હતું. તેમાં એક કમાલ કરીને છોકરો રહે. તેનાં માબાપ ગરીબ હતાં એટલે એને ભણાવી શક્યાં નહિ, જો કે એ છોકરો બહુ બુદ્ધિશાળી હતો. તેને રમવું ને ફરવું ને જોવું બહુ ગમતું, ઘરનું કામ કરવું ગમતું નહિ. તે આખો દિવસ ગામમાં રખડ્યા કરતો. તે એક આંખે કાણો હતો, ને ગામના લોકો તેને કાણિયો કાણિયો કહી તેની મશ્કરી કરતા. એક દિવસ તેણે તેનાં માબાપને કહ્યું કે તહેરાન સુંદર શહેર છે તે જોવા મને લઈ જાઓ. એનો બાપ તો એને ખૂબ વઢ્યો ને કહે, હરામખોર, ઘરમાંથી જ કાઢી મૂકું.

હવે કાણિયાભાઈએ તહેરાન મફત જવાની એક યુક્તિ શોધી કાઢી. તહેરાનને રસ્તે એક જમાલ કરીને પ્રખ્યાત લૂંટારો માણસોને પોતાના ઘોડા પર મફત બેસાડવાનું કહી, દૂર લઈ જઈ પછી લૂંટી લેતો એમ તેણે સાંભળેલું હતું. એટલે કમાલે પોતાના એક પૈસાદાર દોસ્ત પાસેથી સારાં સારાં કપડાં માગી લીધાં. અને એ પહેરીને પાયજામા અને ડગલાનાં ખીસાંમાં ખૂબ રોકડા સોનૈયા હોય એમ દેખાડવા નળિયાંના ગોળ ટુકડાની કોથળિયો, દેખાય એવી રીતે, ખીસામાં ફાટફાટ થાય એટલી ભરી. ને એમ કરીને તહેરાનને રસ્તે એક ઝાડ નીચે સવારમાં જઈને બેઠો. થોડી વેળા થઈ ત્યારે પેલો લૂંટારો ઘોડા પર નીકળ્યો. તેની પણ એક આંખ કાણી હતી, તે ઉપરથી કમાલે તેને ઓળખ્યો. કમાલે ઊભાં થઈ, જાણે અંદરના

સોનૈયાને સંતાડતો હોય એમ ડોળ કરવા ખીસામાં હાથ રાખી, લૂંટારાને ઓળખતો ન હોય એવી રીતે પૂછયું, "ભાઈ, તમે ક્યાં જાઓ છો? હું એકલો છું. મારે સંઘાત જોઈએ છે ને તહેરાન જવું છે." પેલા લૂંટારાને લાગ્યું કે આજે આ લૂંટવાનો સારો લાગ મળ્યો છે. એણે કહ્યું, "મારે પણ તહેરાન જવું છે. અને મારો ઘોડો સારો છે. તમને વાંધો ન હોય તો મારી પાછળ બેસી જાઓ. એકથી બે ભલા."

કમાલભાઈ તો હા ના કરતા, ખીસાંની અંદરનો માલ ખૂબ સાચવતા સાચવતા ઘોડા ઉપર જમાલની પાછળ બેસી ગયા. હવે આ જમાલની લૂંટવાની રીત એવી હતી કે રસ્તે વગડો આવે એટલે પોતાના ઘોડાને એક એવી ચાલ ચલાવે કે પાછળ બેસનાર જરૂર પડી જાય. વગડો આવ્યો એટલે એણે ઘોડાને એ ચાલે ચલાવવા માંડયો. કમાલ પાછળ બેઠેલો અને તેને તો પગમાં પેંગડાં પણ નહોતાં, એટલે તે તો પડું પડું થઈ ગયો. બીકમાં ને બીકમાં કહે, "અરે બેગ સાહેબ, ધીમે ચલાવો, હું હમણાં પડી જઈશ." પણ બેગ સાહેબ શેના માને? બેગ તો કહે, "જુઓ મિયાં સાહેબ, આ વગડો ભયંકર છે એટલે ઘોડો બીએ છે. એટલે એ એમ જ ચાલશે. તમે ડરતા હો તો એમ કરો. બે હાથે કાંતો ઘોડાનું જીન ઝાલી રાખો, કાંતો મારી કેડ આસપાસ બન્ને હાથ રાખી મને ઝાલી રાખો. મેં ઘણાને આ રીતે બચાવી લીધા છે." કમાલ સમજી ગયો કે આ ભાઈ સાહેબની લૂંટવાની આ રીત છે. પણ એને તો કશું લૂંટાવાનું હતું જ નહિ! એટલે એણે જમાલબેગની કેડ આસપાસ હાથ વીંટી દીધા.

જમાલે "બીડીની બહુ તલપ લાગી છે, લાવો કાઢું" એમ કહી ચોકડું મોંમાં લઈ બે હાથ કમાલનાં ખીસાંમાં નાંખ્યા અને અંદર જોવા લાગ્યો. પણ તેને તરત ખબર પડી કે ખીસાંમાં તો ઠીકરાં ભર્યાં છે. એટલે "અરે મિયાંસાહેબ, મેં ભૂલમાં તમારાં ખીસાંમાં હાથ નાંખ્યા કે શું?" એમ કહી હાથ કાઢી લીધા. પણ

હાથ કાઢે છે એટલામાં ઘોડાને જબરી ઠોકર લાગી, ને ચોકડું એવા જોરથી ખેંચાયું કે જમાલના આગલા બે દાંત તૂટીને બહાર નીકળી પડ્યા ને લોહીની ધાર થઈ. તેણે તરત ચોકડું હાથમાં લઈ લીધું. ને ઝટ સામે શહેર પહોંચી જવા ઘોડો દોડાવ્યો. તે સમજી ગયો કે કમાલે મને છેતર્યો. એટલે હવે શહેરમાં જઈ કમાલ પાસેથી શી રીતે પૈસા કઢાવવા તેની તદબીર રચવા લાગ્યો.

થોડા કલાકે શહેર આવ્યું. પોતાને ઘેર જઈ ઘોડાને બાંધી મોં ધોઈ ને તેણે કમાલને કહ્યું, "અહીં સુધી આણ્યો તેના ભાડાના ચાર દ્રામ આપ." પેલો કહે, "આપણે ભાડું ઠરાવ્યું જ નથી." "કોઈ ભાડા વિના તે માણસને વીસ ગાઉ લાવે? સારો માણસ ધારીને લીધો ને હવે ફરી જાય છે!" એમ કહી બુમરાણ કરી મૂક્યું ને પછી કહે, "બાદશાહ આગળ ફરિયાદ કરીશ." કમાલ કહે, "જા, કાલ કરતો હોય તો આજ કર. મને પણ જવાબ દેતાં આવડે છે. ચાલ તારી સાથે આવું. એમ તારાથી બીતો નથી."

જમાલ કમાલને ખેંચતો ખેંચતો દરબારગઢ તરફ ગયો. થોડી વારે દરબારના દરવાને બહાર આવી બૂમ મારી: "કોઈ ફરિયાદી છે? કોઈ ફરિયાદી છે?" "હાંજી, હું છું." કહેતો જમાલ બાદશાહના દિવાને આમનાં પગથિયાં ચડી બારણા આગળ ખડો થયો. દરવાન તેને અંદર લઈ ગયો.

બાદશાહ કૈખુશરૂ પોતાનો દરબાર ભરીને ન્યાયાસન ઉપર બેઠો હતો. જમાલ આગળ જઈ કુરનિસ બજાવી સલામ કરી બાદશાહની સામે ઊભો રહ્યો. બાદશાહે સામું જેયું ત્યાં તો ફરિયાદીને એક આંખે કાણો દીઠો. તરત બાદશાહે કહ્યું: "જા, તારી ફરિયાદ નહિ સાંભળવામાં આવે. કાણા લોકો જુઠ્ઠા અને લુચ્ચા હોય છે."

પેલા ફરિયાદીએ કહ્યું: "બાદશાહ સલામત, મારે જેની સામે ફરિયાદ કરવાની છે તે પણ કાણો જ છે."

આ વાત સાંભળી સભામાં એક માણસ બેઠેલો તેને હસવું આવ્યું. હવે કેખુશરૂ બાદશાહનો એવો હુકમ કે સભામાં હસે તેને કાઢી મૂકવો. સભામાં બાદશાહ દેખતાં વળી હસાય ? એટલે બાદશાહે વજીરને નિશાની કરી અને વજીરે તેને કાઢી મૂક્યો.

બાદશાહે પેલા કાણાને પૂછ્યું : "તારે શેની ફરિયાદ છે ?"

કાણા ફરિયાદીએ કહ્યું : "જુઓ બાદશાહ સલામત ! પેલા કાણાને હું વીસ ગાઉ મારા ઘોડા ઉપર લઈ આવ્યો. ને નીચે ઊતરી મેં ભાડું માગ્યું, તો મને મોં પર મુક્કો મારી મારા દાંત પાડી નાખ્યા. જુઓ બાદશાહ, હજી મારા દાંતમાંથી લોહી નીકળે છે."

બાદશાહે જોયું તો દાંત ખરેખર પડી ગયા હતા અને મહીંથી લોહી નીકળતું હતું. બાદશાહે પૂછ્યું : "તારે જેની સામે ફરિયાદ છે તે પણ ખરેખર કાણો જ છે ?"

ફરિયાદી કહે : "હા જહાંપનાહ ! જૂઠું બોલતો હોઉં તો મારી ફરિયાદ રદ કરજો. મેં એને દરવાજે પકડી રખાવ્યો છે. આપ બોલાવી તપાસ કરો."

બાદશાહે સિપાઈને હુકમ કરી તહોમતદારને બોલાવ્યો. થોડી વારે તે પણ કુરનિસ બજાવી સલામ કરી ઊભો. સભામાં બે કાણા એકબીજા સામું જોતા અને બાદશાહ સામે જોતા ઊભા રહ્યા જોઈ સભામાંથી વળી એકને હસવું આવ્યું. વળી વજીરે એ માણસને સભામાંથી ઉઠાડી મૂક્યો.

બાદશાહે ફરિયાદી અને તહોમતદાર બન્નેને તેમનાં નામ પૂછ્યાં તો એકનું નામ જમાલ ને બીજાનું કમાલ ! આ જમાલ કમાલનું નામ સાંભળતાં વળી સભામાંથી એક જણને હસવું આવ્યું. વજીરે તેને પણ કાઢી મૂક્યો.

હવે બાદશાહે તોહમતદારને કહ્યું : " આ ફરિયાદી તને તારે ગામથી અહીં સુધી વીસ ગાઉ લઈ આવ્યો, તારી પાસે તેનું ભાડું માગ્યું, તો ભાડું ન આપતાં મુક્કી મારી તેના દાંત પાડી નાંખ્યા, એવી તારી સામે ફરિયાદ છે. બોલ, આનો શો ખુલાસો કરે છે ?"

કમાલે જવાબ આપ્યો : " જહાંપનાહ, દાંત તો એણે ચોકઠું મોંમાં રાખેલું અને ઘોડાને ઠેશ વાગી તેના આંચકામાં પડી ગયા છે. મેં નથી પાડી નાંખ્યા. અને મને ઘોડા પર બેસાડ્યો ત્યારે તેણે મને મફત જ બેસાડેલો."

જમાલ કહે : " જુઓ બાદશાહ બહાદુર ! કોઈ માણસ છતે હાથે ચોકઠું મોંમાં લે ? અને વીસ ગાઉ, નહિ ઓળખાણ નહિ પિછાન, શા સારુ હું લઈ આવું ?"

બાદશાહે કમાલને પૂછ્યું : " અલ્યા, એ મોંમાં ચોકઠું શા સારુ ઘાલે ? એને હાથ નહોતા ?"

કમાલે જવાબ આપ્યો : " બાદશાહ, એ એના બન્ને હાથથી મને લૂંટવા માટે ખીસાં તપાસતો હતો, અને એ દરમિયાન ઘોડાની ઠોકરથી એના દાંત પડી ગયા."

જમાલે કહ્યું : " અયે આલમના બાદશાહ ! એની પાસે શું છે જે હું લૂંટી લેવાનો હતો ? જે માણસ મને મુસાફરીનું ભાડું પણ નથી આપતો એની પાસે લૂંટવાનું શું હોય ?"

આખો દરબાર વિચારમાં પડી ગયો. આ બે કાણામાંથી સાચું કોણ અને જૂઠું કોણ ? બાદશાહ પણ વિચારમાં પડી ગયો. તે એક બાજુથી બન્નેની વાતથી મૂંઝવણમાં પડી ગયો અને બીજી તરફથી આ બન્ને લુચ્ચા કેમ નવી નવી વાતો કરતા હતા તે જોઈ તેને મનમાં મનમાં ખૂબ હસવું આવતું હતું. તેણે કમાલને કહ્યું : " ભાઈ, એ તને લૂંટતો હતો તો તેની પાસેથી મુદ્દા માલ કાઢી બતાવ. અને

અત્યાર સુધી તેં એ વાતની ફરિયાદ કેમ ન કરી? અને તને એ મફત શા માટે બેસાડે તે પણ તું બતાવી શકતો નથી."

કમાલ કહે : "એ બધાનો ખુલાસો એક જ વાતથી થઈ જાય છે. બાદશાહ સલામત બેઘડી ધીરજથી સાંભળે તો બંદો કહેવાને તૈયાર છે. આ ફરિયાદી અમારી તરફનો મશહૂર લૂંટારો જમાલ છે. હું જાણતો હતો કે તે મુસાફરોને પોતાના ઘોડા પર મફત બેસાડી લઈ જવાનું કહી લૂંટી લે છે, એટલે મેં મારા દોસ્તનાં સારાં કપડાં માગી પહેરી લીધાં અને મને પણ એ બેસાડી લઈ જાય એ માટે ખીસામાં ખોટેખોટી નગદ નાણાંની કોથળીનો દેખાવ કર્યો. જુઓ બાદશાહ બહાદુર! એ જે નાણાંથી લોભાયો, ને જે નાણાં લૂંટવા તેણે મોંમાં ચોકડું લઈ મારા ખીસામાં હાથ નાંખ્યા અને ઠોકર ખાઈ દાંત ખોયા, તે આ રહ્યું." એમ કહી તેણે ખીસામાંથી એક પછી એક ત્રણ કોથળીઓ ઊંધી કરી અંદરથી ઠીંકરાના ટુકડાનો નીચે ઢગલો કર્યો. એ જોતાં વેંત રાજા પોતાનું હસવું દબાવી શક્યો નહિ. તે ખડખડાટ હસી પડ્યો અને તેને હસતો જોઈ પછી આખી સભાએ હસવા માંડ્યું. એ ઠીંકરાનો ખડખડાટ અને હસવાનો ખડખડાટ ભેગો થઈ ત્યાં કેટલીય વાર ચાલ્યો! સભા શાંત થઈ ત્યારે રાજાએ કમાલને બધી વાત કહેવાનું કહ્યું. તેણે પોતાની ગરીબીની વાત કરી. તેને શહેર જોવાનું મન થયું, તેણે આ તદબીર રચી, રસ્તામાં જમાલે ઘોડાની ચાલ બદલી કેવી રીતે ખીસામાં હાથ નાંખ્યો તે બધું જણાવ્યું.

બાદશાહને એ ઘોડાની ચાલ જોવાનું કુતૂહલ થયું. તેણે જમાલને કહ્યું કે જા, તારો ગુનો માફ છે. તું તારા ઘોડાની ચાલ બતાવ. તે ઉપરથી જમાલે ઘોડાની નવ જાતની જુદી જુદી ચાલ કરી બતાવી. આવો લૂંટનો ધંધો શા માટે કરે છે, એમ પૂછતાં તેણે કહ્યું કે બાદશાહના ઘોડેસ્વારોમાં દાખલ થવા આવેલો પણ બાદશાહ કાણા

માણુસોને નોકર નથી રાખતા કહી સેનાપતિએ તેને અસ્વારની નોકરી ન આપી.

તે દિવસે કેખુશરૂ બાદશાહે બે મનાઈના હુકમો રદ કર્યા: એક તો સભામાં નહિ હસવાની મનાઈ રદ કરી, અને બીજી કાણાને નોકરીમાં નહિ રાખવાની મનાઈ રદ કરી, અને બન્ને કાણાને રાજમાં સારી નોકરી આપવા હુકમ કર્યો. બન્ને કાણાએ બાદશાહને સલામ કરી, અને બહાર નીકળવા જતાં આખો સભા તરફ જોયું. ત્યારે બાદશાહ અને સભા ફરી ખડખડાટ હસી પડ્યાં!

ધીરુ બહેન: હવે તમે બધા મારી વાર્તા ઉપર ટીકા કરો.

મેં કહ્યું: સાંભળો. આને તમે બાળવાર્તા ગણો છો?

હા.

આ આખી વાર્તામાં બાળક તો છે જ નહિ.

બાળવાર્તામાં બાળક હોવાં જ જોઈએ એવું નથી. હોય પણ ખરાં, અને ન પણ હોય. એથી ઊલટું બાળક વિશે જે કંઈ લખ્યું હોય તે બાલસાહિત્ય નથી બનતું. ઈન્દુકુમારમાં બાળકની લાંબી પ્રશસ્તિ છે. "બાળક ચેતનના ફુવારા છે, કે બાળક ભવિષ્યની થાપણ છે" એ સર્વ બાલસાહિત્ય નથી.

ત્યારે બાલવાર્તા કોને કહેવી?

જે વાર્તાનો ભોકતા કે ભાવક બાળક બની શકે તેને.

ધનુભાઈ: ઇન્‌કિલાબ ઝિન્દાબાદ! અત્યાર સુધી બધા કાવ્યશાસ્ત્રકારોએ કાવ્યનો ભોક્તા સહૃદય કહ્યો છે, અને સાચો સહૃદય વિરલ હોય છે, ત્યારે આ બાળકને સહૃદય કહે છે. બાળકનો સંસ્કૃતમાં અર્થ છે અજ્ઞાન. અને બાળક સહૃદય! ઇનકિલાબ ઝિન્દાબાદ!

મેં કહ્યું: ધનુભાઈ, તમે કહેતા હતા તે જ નીકળ્યું. આપણે કોઈ આ વાર્તાના યોગ્ય ભાવક નહિ, અને ચીનુ ખરો, કેમ?

ધીરુ બહેન : મેં એમ કહ્યું નથી. બાળક થઈ શકે એટલે બીજાઓ ન થઈ શકે એમ મેં કહ્યું નથી. પછી તમારે ન થવું હોય તો તમે ન થાઓ.

મેં કહ્યું : ત્યારે બાળક થાય એમ કહેવાનો અર્થ શો છે ?

અર્થ એ છે કે બાળકનું મન અમુક રીતે અવિકસિત છે. બાળસાહિત્ય એવું હોવું જોઈએ કે એ અવિકસિત મનને એમાં રસ પડે. એના વિભાવો પરિસ્થિતિ એવી હોવી જોઈએ કે જે બાળક સમજી શકે, અને જે બાળકના મનમાં રસ નિષ્પન્ન કરે, અથવા જેમને લાગણી શબ્દ વિના વિવેચન કે કાવ્ય બનતું જ નથી એમ લાગતું હોય, તેમની ભાષામાં કહીએ તો, એના વિભાવો એવા હોવા જોઈએ, કે જેથી બાળકના મનને લાગણી થાય.

મેં કહ્યું : બસ ત્યારે, તમે એમ કહીને વિકસિત મનવાળાને તેમાંથી બાદ જ કર્યા ને ?

ધીરુ બહેન : ના, નહિ જ. વિકસિત મનવાળા, અવિકસિત મનના વ્યાપારો ન જ સમજે એમ નથી. બીજાં કાવ્યોનો સહૃદય બાલવાર્તાનો પણ સહૃદય છે. આપણે કોઈ સુંદર ખાવાની ચીજ માટે રડતાં નથી, પણ બાળક રડે છે તે સમજી શકીએ છીએ તેમ. પણ બાળવાર્તાનું મુખ્ય લક્ષણ એ કે બાળક, કહો કે સહૃદય બાળક તેને સમજીને તેનો રસ લઈ શકે.

ધનભાઈ : ત્યારે બાળકને આ વાર્તામાં રસ પડે એવી આ આ વાર્તા છે ?

રસ પડે એવી એમ નહિ. રસ પડ્યો જ છે !

મેં કહ્યું : એટલે શું તમારી વાર્તામાં જ્યાં જ્યાં દરબારી કે રાજા હસે છે ત્યાં ચીનુ હસતો હતો !

ધીરુ બહેન : તમે તે કેવા પ્રશ્નો પૂછો છો ? વાર્તામાં પાત્ર હસે ત્યાં દરેક જગાએ હાસ્ય જ હોય ? નહિ જ. પાત્ર હસે ને હોય કરુણરસ, અથવા જુગુપ્સા પણ હોય. પાત્ર તદ્દન લાગણી વિનાનું હોય, ને હોય માર્મિક કરુણ !

ધનુભાઈ : એ સિદ્ધાન્ત તો સાચો. પણ અહીં જો ચીનુ હસતો નહોતો તો તમે કેમ માન્યું કે એને રસ પડે છે ?

એણે એ વાર્તા બે વાર કહેવરાવી, અને એકવાર તો તેના મિત્રને આ વાર્તા સાંભળવા લઈ આવ્યો. અને હસતો નહોતો, પણ બધું બહુ કૌતુકથી સાંભળતો હતો.

મેં કહ્યું : પણ મારો એ વાંધો છે કે આ વાર્તામાં રાજા કે દરબારી જ્યાં જ્યાં હસે છે ત્યાં ત્યાં હાસ્યનો પ્રસંગ છે જ નહિ.

આપણે ન હસીએ એ ખરું. પણ આ તો ઈરાનનો કેખુશરૂ બાદશાહ છે. અરેબિયન નાઈટ્સમાં રાજા, રાણીઓને મારી નાંખે છે ત્યાં ખરેખર મારી નાંખવા જેવો પ્રસંગ છે ? નથી. પણ એ બાદશાહ છે. તેમ આ પણ બાદશાહ છે. તેણે તો હસવાની મનાઈ કરી છે. અને કાણા વિશે એટલા ચોક્કસ વિચારો કર્યા છે કે કાણાને નોકરીમાં નથી રાખતો, અને કાણાની ફરિયાદ સાંભળવા તૈયાર નથી ! એવા વિલક્ષણ રાજાને છેવટ એમ જ થાય. અને બાળકો એ વિલક્ષણતા સમજી શકે છે. વળી કાણાપણા જેવી ખોડથી બાળકો હસે છે. બાળકો જ શા માટે ? આપણે પણ કોઈ વાર એ બાળકપણામાં અજાણતાં લપસી જઈએ છીએ. તે દિવસ કદરૂપી ત્રાંસી આંખવાળી છોકરીનું નામ જલજાક્ષી તમે સાંભળ્યું ત્યારે તમે પણ હસી પડેલા. તેમ આ વાર્તામાં બે કાણા અને બન્ને એક બીજાને છેતરવા પ્રયત્ન કરે, તેમાં એક ફાવી જાય અને બીજાને અણધાર્યું નુકસાન થાય, પણ છેવટ બન્નેને અને બધાને ફાયદો થાય એ હસવાનો નહિ પણ ખુશ થવાનો પ્રસંગ તો છે જ.

# મેહફિલે ફેસાનેગુયાન ઉર્ફે વાર્તાવિનોદ મંડળ

## સભા છઠ્ઠી

હું ગયો કે તરત ધીરુ બહેને કહ્યું : કેમ, આજે લેતા આવ્યા છો કે નહિ ?

મેં કહ્યું : હા. ક્યાં સુધી તમારાં નકામાં મહેણાં ખમ્યા કરવાં ?

નકામાં કેમ ? જુઓને કામ આવ્યાં કે નહિ ? એટલાં મહેણાં માર્યાં ત્યારે લાવ્યા ! નહિતર હમેશ ખોટે ખોટું કહેતા કે વાર્તા મનમાં તદ્દન તૈયાર છે, લખું એટલી વાર છે. એ સાચું હોય તો ક્યારની લખી જ નહોત ! તમારે એવું તે શું કામ છે તે ન લખાય ? ધંધોપાણી તો કશો છે નહિ ! કુટુંબની જંજાળ પણ રાખી નથી ! પછી કેમ ન લખાય ?

બીજું કામ નહિ પણ વાર્તાનું કામ તો ખરું ને. તે કામને લીધે જ નહોતી લખાતી.

વાર્તાને અંગે લખવા સિવાય એવું બીજું શું કામ કરવાનું હતું ?

મારે આખી દુનિયાંનું—પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય, અર્વાચીન અને પ્રાચીન—બધું સાહિત્ય જોઈ જવું હતું !—એટલી ખાત્રી કરવા કે મારા જેવી વાર્તા આ પૂર્વે કોઈએ લખી નથી. એ હવે તમે ઉતાવળ કરી વાર્તા લખાવી એટલે એ દાવો હવે પૂરેપૂરો નહિ કરી શકું. જો કે એ વાત સાચી જ છે. આ પહેલાં આ વિષય ઉપર આવી વાર્તા, આવા દૃષ્ટિબિન્દુથી, આવા વક્તવ્યની કોઈએ લખી જ નથી.

પ્રમીલા : ભેગા ભેગા એટલું પણ કહી દો કે 'આવા લેખક' એટલે તમારું વિધાન સોએ સો ટકા સાચું પડે. મને ખાત્રી છે કે તમારા જેવો કોઈ માણસ હજી સુધી વાર્તાલેખક થયો જ નથી.

ધનુભાઈ : તમે પોતે કબૂલ કરો છો કે હજી તમે દુનિયાંનું સાહિત્ય વાંચ્યું નથી, છતાં શી રીતે કહો છો કે દુનિયાંના સાહિત્યમાં તમારા જેવી વાર્તા નથી.

પ્રમીલા : ભાઈ, તમે તો કોઈ દિવસ રંગદર્શી વિવેચન કર્યું જ નહિ ! રંગદર્શી વિવેચન લાગણીવાળું હોય છે અને એમ વસ્તુને છોડીને ગમે ત્યાં ઊડીને ચાલી ન જાય, તો પછી લાગણી કેમ કહેવાય ? આ ગુજરાતી સાહિત્યમાં ઘણાયને વાતો કરતા સાંભળીએ છીએ કે અમુક કૃતિ તો જગતના સાહિત્યમાં નથી, તે શું એ બધાએ જગતનું સાહિત્ય વાંચ્યું હોય છે એમ તમે માનો છો ?

મેં કહ્યું : એમ નહિ. જ્ઞાન બે પ્રકારનું હોય છે. એક બાહ્ય પ્રમાણવાળું, અને બીજું આત્મજન્ય ! intuitive ! બાહ્ય પ્રમાણવાળું જ્ઞાન એ પૃથક્કરણવાળું, શાસ્ત્રીય ખરું, પણ હલકા પ્રકારનું. અંતર્જ્ઞાન એ ઊંચા પ્રકારનું. આપણી વસ્તુ જોઈને આપણે સમજીએ જ ને કે આપણી વસ્તુ અદ્વિતીય છે !

ધનુભાઈ: આ ચીનુ ઘણી વાર મારી પાસે ચિત્ર લઈને આવે છે, ને કહે છે કે જુઓ, આવું ચિત્ર કોઈએ નહિ કાઢ્યું હોય ! હું માનું છું કે એ એની સાચી લાગણી જ બોલે છે. એ એનું આત્મજન્ય જ્ઞાન કે અંતર્જ્ઞાન જ છે. અને ઘણાં અંતર્જ્ઞાનો મેં એવાં જ જોયાં છે !

ધીરુ બહેન : અને શું એ ખોટું છે ? ચીનુના જેવું જ બરાબર ચિત્ર બીજા કોઈએ કાઢ્યું હશે એમ માનવા કરતાં નહિ જ કાઢ્યું હોય એમ માનવું વધારે સાચું નથી ?

ધનુભાઈ: આ પ્રમુખ બોલે છે કે માતા બોલે છે ? અને એમ તો દરેક કૃતિ અદ્વિતીય હોય જ છે !

પ્રમીલા : આમ વાતો કરીને તમે વસંતભાઈની વાતોને નકામું મહત્ત્વ આપો છો. તમે જ એક વાર નહોતા કહેતા, કે આપણે ત્યાં વાર્તા સંબંધી માત્ર કોઈ આકસ્મિક હકીકતની ચર્ચાથી એ વાર્તાને ખોટું મહત્ત્વ મળી જાય છે. તેવું તમે આપણી મંડળીમાં કરો છો. ભાભી ! એમને વાર્તા વાંચવાનું જ કહો ને !

મેં કહ્યું : હું પણ એ જ ઇચ્છું છું. કારણ કે એ સાંભળ્યા પછી તમને ખાત્રી થશે કે એ અદ્વિતીય છે. અને આ ચર્ચાથી ઊલટું મને નુકસાન છે. એક વાર વાર્તા જોયા વિના જ એ અપૂર્વ ન હોઈ શકે એમ માની લો છો, એટલે પછી વાર્તા સાંભળ્યા પછી એ પૂર્વ-ગ્રહને છોડી નહિ શકો. આપણે બજારમાં કોઈ ચીજ લેવા જઈએ, કોઈ દુકાનદાર અમુક ભાવ કહે, આપણે કહીએ ભાવ તો ચાર આના ઓછો છે, દુકાનદાર કહે ચાર આના ઓછે મારે એ વસ્તુ સો નંગ લેવી ! નહિતર મારો ભાવ સાચો હોય તો અહીં આવજો. 'જબાન એક રાખજો.' પછી દુકાનદારનો ભાવ સાચો હોય છતાં આપણે એ દુકાનેથી નહિ લઈએ. એમ કરીએ તો બીજાની આગળ ખોટા પડીએ ને ! જેમ સરકાર પોતાની પ્રતિષ્ઠા ખાતર ભરેલું પગલું પાછું નથી ભરતી, તેમ દરેક માણસ કરે છે. અને ઓળખાણ પિછાન વગર માલ લેતાં પણ પ્રતિષ્ઠાનો ડંખ રહે છે, તો વિવેચનમાં તો કેમ ન રહે ! કેવડી મોટી પ્રતિષ્ઠાનો સવાલ !

પ્રમીલા : વસંતભાઈ, આજે ધનુભાઈ ભાષણ કરતા નથી, એટલે એ કામ તમે લઈ લીધું લાગે છે !

ધનુભાઈ : જોયું ! કોઈ પણ વાત દાખલા દલીલથી કહીએ એટલે ભાષણ ! જાણે દલીલથી સાચું કહેવું, એ જ ગુનો !

પ્રમીલા : પણ વાર્તા કહેવાને બદલે બીજી બીજી દલીલો કરવી એ તો ગુનો ખરો ને !

ધીરુબહેન : હું પ્રમુખ તરીકે નિર્ણય આપું છું કે ચર્ચાથી

વાર્તાને હાનિ થાય છે એમ વાર્તા કહેનાર માને છે માટે ચર્ચા ન કરવી. લ્યો, હવે વાર્તા વાંચો.

મેં વાંચવી શરૂ કરી. મથાળું વાંચ્યુંઃ 'પરકાયાપ્રવેશ' અને પછી વાર્તા વાંચવી શરૂ કરી.

હું નાનો હતો ત્યારથી મને કૂતરાં બહુ ગમતાં. અમારા ગામડામાં અમે કૂતરી વિયાય ત્યારથી બચોળિયાં બથાટતા ફરતા. જરા મોટા થયા ત્યારે તો કૂતરી ગાભણી થાય ત્યારથી તેની સરત રાખતા અને કઈ કૂતરીને કેટલાં બચોળિયાં થયાં, તેમાં ક્યાનો કૂતરી જેવો ને કયાનો કયા કૂતરા જેવો રંગ છે એ બધાની અમારા ભાઈબંધો સાથે વાતો કરતા. કૂતરી વિયાય એટલે આસપાસથી તેલનો શીરો માગી લાવતા. ત્યારથી કૂતરાં વિશે મને એક સતત જિજ્ઞાસા રહ્યા કરતી. હું કૂતરાંની બધી ચેષ્ટાનો અભ્યાસ કરતો. પણ કૂતરાં વિશે એક બે બાબતો હું જરા પણ સમજી શકતો નહિ. તે વિશે ઘણું સાહિત્ય વાંચ્યું છતાં સમજાયું નહિ. કોઈકોઈ વાર રાત આખી કૂતરાં અમુક જ અવાજથી સામસામાં ભસ્યા કરે છે. લડતાં હોતાં નથી, માત્ર ભસે છે. કોઈકોઈ વાર એકલું એક કૂતરું બેસીને ખૂબ ઊંચું મોં કરીને લાંબે રાગે અવાજ કરે છે. તે શા માટે કરે છે? જેમ જેમ વિચાર કરતો તેમ તેમ હું મૂંઝાતો અને કોઈકોઈ વાર તો એ મૂંઝવણમાં મને રાતે ઊંઘ પણ ન આવતી.

*

એકવાર એ મૂંઝવણ અસહ્ય થઈ પડી. બસ પછી તો મેં એ જાણવા માટે કૂતરાનો અવતાર લેવા નિશ્ચય કર્યો અને તે માટે બ્રહ્માનું તપ કરવા માંડ્યું. એક હજાર વર્ષે બ્રહ્માજી મારી સામે પ્રગટ થયા. પદ્માસને બેઠા છે, ચાર હાથમાં ચાર વેદની પોથીઓ રહી ગઈ છે, અને ચાર મોઢેથી ચાર વેદોનો સતત ઉચ્ચાર કરી રહ્યા છે. વેદપાઠ કરતાં કરતાં મારી સામે જોઈ માત્ર આંખની ઇશારતથી શું

કામ છે એમ પૂછ્યું. મેં કહ્યું, ભગવન્! પ્રસન્ન થયા હો તો મને કૂતરાનો અવતાર આપો. બ્રહ્મા તો ચારે મુખે વાંચતા જ રહ્યા. અને પાંચમા મુખથી આપણે મોં બંધ રાખીને જ 'ઊં હું' જેવો ઉચ્ચાર કરી નકાર દર્શાવીએ છીએ તેવો નકાર કર્યો.

[મેં કહ્યું: પાંચમા મુખથી એ શબ્દ નીચે ટીપ આપી છે. તે વાંચું છું.]

બ્રહ્માને પહેલાં પાંચ મોઢાં હતાં. તેમાંનું એક, બ્રહ્મા સરસ્વતી ઉપર મોહ્યા તેથી કપાઈ ગયું છે. એ મૂળ વેદ ભણતાં અમુક અનુસ્વારનો જે ગ્મૂઁ જેવો ઉચ્ચાર થાય છે, તે ઉચ્ચાર કરે છે. જેમકે गणानां त्वा गणपतिं हवामहे એમાં पतिंનો અનુસ્વાર ખાસ ચિહ્નથી લખાય છે અને તેનો ઉચ્ચાર पतिग्मूँ જેવો થાય છે.

[મેં કહ્યું: આ વાત સાધારણ રીતે લોકો જાણતા નથી એટલે ટીપમાં લખી છે. હવે વાર્તા આગળ વાંચું છું.]

બ્રહ્માએ આંખની ઇશારતથી પૂછ્યું કે શામાટે કૂતરાનો અવતાર માગે છે? મેં કહ્યું, ભગવન્ કૂતરાંની કેટલીક ચેષ્ટાઓ સમજવા માટે. બ્રહ્માએ ફરીવાર નકારવાચક ઊંહુંકાર કર્યો? મેં કહ્યું, પણ કેમ ન આપો? તો ફરી એ જ અવાજ કરી અંતરધ્યાન થઈ ગયા.

[મેં કહ્યું: અંતરધ્યાન નીચે ટીપ કરી છે કે સાચો શબ્દ તિરોધાન છે પણ લોકો આ સમજે છે માટે એ લખ્યો છે. હવે આગળ વાર્તા ચલાવું છું.]

હું તો કાંઈ સમજ્યો નહિ, કે એ તે પ્રસન્ન નથી થયા, કે એ અવતાર નથી આપવો, કે છે શું? પણ કહ્યું આપણે તો ફરી તપ કરો ને. નહિ દે ને ક્યાં જશે?

મેં તો ફરી એક હજાર વરસ તપ કર્યું. ત્યાં બ્રહ્માજી પ્રગટ થયા. મેં કહ્યું, સાંભળો મહારાજ! તમે તો વાણીના પિતા કહેવાઓ ને મારી સાથે, જે લખાય પણ નહિ ને વાણી પણ ન ગણાય એવો

ઉચ્ચાર કેમ કરો છો? પ્રગટ થાઓ છો, તો વાત કેમ કરતા નથી?

પછી તો બ્રહ્મા બોલ્યા. કહે, અલ્યા, તને આ ઉત્તમ મોક્ષનો અધિકારી એવો મનુષ્ય દેહ આપ્યો છે, ને તું કૂતરાનો અવતાર કેમ માગે છે?

મેં કહ્યું: "મહારાજ, મોક્ષ તો, જેનો કહે છે ને "કૂતરું ને પાર ઊતર્યું." પણ મહારાજ, સાચી વાત તો એ છે કે અમે મોક્ષ બોક્ષ કશું માનતા નથી, અને આ માનવ દેહ, જેનાં તમે આટ-આટલાં વખાણ કરો છો, તેમાં આ નવું શાસ્ત્ર તો કહે છે કે એક પણ લાગણી સાચા સ્વરૂપમાં ભોગવી જ શકાતી નથી. સંસ્કૃતિને નામે બધી લાગણીઓ વિકૃત બની ગઈ છે. પ્રેમ જેવી લાગણી પણ સાચી તો કોઈ ભોગવી જ શકતું નથી?"

બ્રહ્મા કહે: "કેમ, તને તારા જીવનમાં પ્રેમ નથી મળતો કે શું?"

"ના ના, મહારાજ, એવું નથી. હું તો બહુ સુખી છું. અને આપની પાસે માગવાનું કે કૂતરામાંથી પાછો માનવ બનું ત્યારે અત્યારે છે તે જ સ્ત્રી પાછી મળે! મારે બીજી ન જોઈએ!"

"તને કશું ભાન નથી. શું માગવું તેની ખબર નથી. જે કાંઈ માગવું હોય તે અને સાથે સાથે બીજું જે જે માગવું હોય તે બધું વિચારીને ફરી આવ."

આટલું કહી બ્રહ્મા તો પાછા અંતરધ્યાન થઈ ગયા. મેં ફરી તપ કર્યું. પણ તપની સાથે સાથે બીજુ શું શું માગવું તેનો પણ વિચાર કર્યો. હજાર વરસે બ્રહ્મા ફરી પ્રગટ થયા ત્યારે હવે તો તેમણે જ પૂછ્યું: "કેમ અલ્યા, સાથે સાથે બીજો બધો વિચાર કર્યો?"

"હા મહારાજ!"

"શો શો કર્યો?"

“એક તો, પાછો જ્યારે માનવ બનું—ના એમ નહિ, કૂતરો થાઉં ખરો પણ પાછો માનવ બનું, અને—”

“કેમ, માનવ કરતાં કૂતરો સારો છે તો કૂતરો જ રહેજેને! તારે જોઈએ તો અત્યારે છે એને ત્યાં કૂતરી કરીને મોકલું.”

“ના મહારાજ, કૂતરાંમાં તો પછી એ અત્યારે મારી સ્ત્રી છે એવી મારી શી રીતે થઈ શકે? એમ તો નહિ. માનવ તો થાઉં જ, અને થાઉં ત્યારે પાછી આ જ સ્ત્રી હોય!”

“ભલે!”

“પણ મહારાજ, કૂતરો થાઉં ને ક્યાંક બહુ દુઃખ પડે તો?”

“તેમાં મને શું પૂછે છે? કૂતરો થા તો કૂતરાનું દુઃખ ને સુખ બન્ને મળે જ!”

“તો મહારાજ, એમ કરો. મને બહુ દુઃખ પડે, ને મને માનવ થવાની ઇચ્છા થાય કે તરત હું પાછો માનવ થઈ જાઉં.”

“તારા કરતાં તો દૈત્યો તપ કરીને જે માગતા તે પણ વધારે બુદ્ધિવાળું હતું. સાંભળ! જો કૂતરો થઈશ, તો કૂતરા પર પડતું એક પણ દુઃખ એવડું મોટું નહિ લાગે કે જેથી એ દેહ છોડી દેવાનું મન થાય. આ જો, તું માણસ છે. અત્યાર સુધી તારા પર અનેક દુઃખો પડયાં છે, તને કદી દેહ છોડી દેવાની ઇચ્છા થઈ છે? હા, માણસમાં આપઘાતવૃત્તિ છે. પણ પશુઓમાં તો એ પણ નથી. બીજું: તું સાચો કૂતરો થઈશ તો તને કદી પણ કૂતરો મટી કંઈ પણ બીજું થવાની ઇચ્છા થશે નહિ. એ બાબતમાં સર્વ પ્રાણીઓ અત્યારે તું છે, તેના કરતાં ડાહ્યાં હોય છે.”

“તો મહારાજ એમ કરો. મારી આંખોમાં ખૂબ આંસુ આવે એટલું દુઃખ પડે, કે તરત મને પાછો માનવ બનાવી દેજો.”

“માનવ સિવાય કોઈ પ્રાણી રડતું નથી, એટલે કે આંસુ પાડતું નથી. હા, જેમ માણસની પાંખમાં કણું પડે ને પાણી નીકળે, તેમ

બીજાં પ્રાણીઓને પણ નીકળે. પણ હસવું ને રડવું એ માત્ર માણસ-ને જ આપેલું છે."

"પણ મહારાજ, અમે કવિઓ તો ઘણીવાર ગાયો પણ રડવા લાગી, એવાં વર્ણનો કરીએ છીએ."

"તમે તો ક્યાં આકાશને ને ઝાડને પણ નથી રડાવતા?"

"ત્યારે મહારાજ! એમ કરશો? આપ જ મને દુઃખ પડે છે એમ જુઓ, કે બીજી રીતે મારે માટે માનવદેહ જરૂરનો ધારો ત્યારે મને પાછો માનવ બનાવજો."

"તો મૂરખ! મેં તો તને માનવ બનાવ્યો જ છે ને! મને જરૂરનું લાગ્યું ત્યારે જ તને માનવ બનાવ્યો હશે ને!"

"હા, હા, મહારાજ, સમજાઈ ગયું. એમ કરો. મારી બૈરી છે ને! આમેય હું પાછો માનવ થાઉં ત્યારે તમે બૈરી તો મને એ જ આપવાના છો, તો એ બૈરીને મારા વિના જ્યારે બહુ જ દુઃખ લાગે ત્યારે તમારે મને પાછો અત્યારે છું એવો માનવ બનાવી દેવો!"

"પણ તારા ગયા પછી, તારી ગેરહાજરીને લીધે, તારા તરફનો એનો સ્નેહ ઊડી જાય, અને તે તારા વિના દુઃખી જ ન થાય તો?"

"તો તો મહારાજ, પછી કૂતરો જ રહું તો ય શું ખોટું? પણ એવું તો નહિ બને."

"તથાસ્તુ!"

*

ઉનાળાનો દિવસ હતો. અને તાપ તો કહે મારું કામ! કાળિયો ક્યાંકથી હાંફતો હાંફતો આવ્યો. તેની પાતળી લાલ જીભ બહાર નીકળી પડી હતી અને તેમાંથી લાળનાં ટીપાં પડતાં હતાં. પંડ્યાના ઘર પાસેની ખાળનું પાણી મરીને કચરો થયેલો હતો. કાળિયો ત્યાં ગયો અને ધીમે ધીમે ત્રણ ચાર ગોળ ફૂદડી ફરી પછી એ કચરામાં ગોઠવાઈને બેઠો, અને લાંબા કરેલા આગલા પગ ઉપર માથું મૂકી ધીમે ધીમે

હાંફવા માંડ્યો. ત્યાં દૂર દૂર 'તૂ તૂ' સાંભળ્યું, ને કાળિયો ચડપ દેતો ને ઊભો થતો એ દિશામાં દોડ્યો. અત્યંત વેગથી દોડતો જતો હતો, પણ ત્યાં નાંખેલા રોટલાની પાસે કાબરાને જોઈ તે એકદમ બીનો અને દોડવાનું અટકાવવા જતાં પડી ગયો અને 'મૂઓ પડ્યો' એવી બીકથી ડાઉ ડાઉ કરી બૂમો પાડવા લાગ્યો. કાબરો બહુ જબરો હતો. કાળિયો જ્યાં પડ્યો હતો ત્યાં જ પોતે ચત્તો થઈ પડ્યો અને કાબરાને કાલાવાલા કરવા લાગ્યો. કાબરાએ કાળિયાને સૂંઘી જોયો, અને કાળિયાની સાચા દિલની તાબેદારગીરી પારખી, એ રોટલો અને કાળિયો બન્નેને છોડીને દૂર છાંયે ઠંડી જગામાં જઈને બેઠો. કાળિયો ધીમે ધીમે ઊભો થયો, બીતાં બીતાં, કાબરા સામે જોતાં જોતાં, દરેક પગલે અને નજરે ભય અને તાબેદારગીરી બતાવતાં, તેણે રોટલો મોંમાં લીધો, ને બે પગ વચ્ચે પૂંછડી ઘાલીને, પહેલાં ધીમે ધીમે, અને થોડે દૂર જઈને ઉતાવળો નાસી તે દૂર ગયો, ને ત્યાં નીરાંતે બેસી ચારે બાજુ જોતાં જોતાં, અને જરા કોઈ બીજાનો વહેમ પડતાં વચમાં વચમાં ઘૂરકતાં ઘૂરકતાં, તેણે રોટલો ખાધો. ખાઈને એ પાછો પોતાની અસલ ખાળ તરફ ગયો. ત્યાં એક નબળું, ચાલતાં ચાલતાં પાછલા પગ એકબીજાને અથડાય એવું, લંગડું, નબળાઈને લીધે અને બીકને લીધે, જાણે રોવાને હમેશાં સજ્જ હોય એવું, દાંત અને પેઢાં બહાર દેખાય એવું મોઢું લઈને એક કૂતરું બેઠું હતું, તે ચીસ પાડતું ક્યારે ખસી ગયું, અને કાળિયાભાઈ પોતાની અસલ જગાએ જરા મગરૂરીથી પહોળે મોંએ અને લબડતી જીભે આસપાસ જોતા બેઠા.

કાળિયો ધીમે ધીમે જુવાન થતો જતો હતો. તેની પૂંછડી વધારે વધારે વળ ખાતી જતી હતી. તે પોતાના લત્તામાં પોતાની સ્થિતિ ઠીક ઠીક સમજી ગયો હતો. બળમાં તે માત્ર કાબરાથી નીચે હતો, એટલે કાબરાની તે પૂરેપૂરી તાબેદારી રાખતો, અને બીજે ઊંચી ડોકે અને વળેલી પૂંછડીએ ફરતો. હવે તે કૂતરીઓ તરફ વધારે

વધારે આકર્ષાતો જતો હતો. તેની ગંધથી તેના આખા શરીરમાં તરવરાટ થઈ જતો. તે કૂતરીઓ પાસે ઊભો રહી પૂંછડી હલાવતો, ત્યારે સામી કૂતરીઓ પણ પૂંછડી હલાવતી, પણ કોણ જાણે ક્યાંથી ત્યાં કાબરો આવી પહોંચતો, કાળિયાને તેની પાસે ઢળી જવું પડતું, કૂતરીઓ કાબરાને જોઈ તેની પાસે જઈ ઊભી રહેતી, અને કાબરો બોલ્યા ચાલ્યા વિના આસપાસ કોઈ જગાએ પેશાબ કરી ચાલ્યો જતો.

આ લત્તાની અડોઅડ ભટવાડો હતો. બન્નેની વચ્ચે આડી શેરી હતી. એ શેરી, એ ભટવાડાનાં કૂતરાં અને પંડચાવાડાનાં કૂતરાંની હદ હતી. ચાણુક્ય કહે છે કે એક સરહદનાં રાજ્યો એ સહજશત્રુ છે. પંડચાવાડાનાં કૂતરાં અને ભટવાડાનાં કૂતરાંની વચ્ચે અનેક યુદ્ધો થતાં. ઘણીવાર તો બન્ને વાડાનાં કૂતરાં પોતપોતાની હદમાં સામસામાં ગોઠવાઈ એક બીજાને ખૂબ ભસતાં, અને બન્ને પક્ષના બળવાન કૂતરા ઘૂરકતા ઘૂરકતા ફરતા, અને દૂર સામસામા ઊભા ઊભા પાછલા પગે જોરથી ધૂળ કાંકરા જે હોય તે ઉડાડી, સામેના પક્ષને આવી જવા આહ્‌વાન આપતા. સામાન્ય બળવાળાં કૂતરાં આવાં યુદ્ધોમાં અરધું લડવા જેવા અને અરધું રડવા જેવા અથવા વારાફરતી તેવા અવાજો કરી ભસતાં. અને છેવટે બન્ને પક્ષો ઘૂરકતા ઘૂરકતા પોતપોતાની હદમાં પેશાબ કરતા કરતા અંદર ચાલ્યા જતા.

એક વાર આવી રીતે યુદ્ધ ચાલતું હતું. બન્ને પક્ષો પોતપોતાની હદમાં ઊભા રહી ભસતા હતા. તેમાં કાળિયાને બહુ જ ક્રોધ ચડી ગયો, અને ક્રોધમાં ને ક્રોધમાં ન રહેવાયાથી તેણે, પડખે ઊભા રહીને નિર્બળ ડાઉ ડાઉ અવાજ કરતા પેલા લંગડાને એક બટકું ભરી લીધું. લંગડું બિચારું ચીસો પાડતું નીચે પડી ગયું, અને કાબરો ત્યાં આવી ગયો. કાળિયો ત્યાંથી બીજી બાજુ જઈ ફરી ભસવા માંડચો. કાબરો એક જ જગાએ ઊભો રહી પાછલા પગે ધૂળ ઉડાડતો માત્ર ઘૂરકતો જ હતો. પણ કાળિયો ફરાફર કરતો હતો. ક્રોધ સહન ન કરી શકવાથી કોઈ કોઈવાર તેના ભસવામાં ઊંકારા થઈ જતા. તે કૂત-

રીઓ પાસે આડો આંટો મારી જાતજાતના અવાજો કરી પાછો સામો થઈ ભસતો હતો. એમ કરતાં કરતાં તેને એકવાર એવી જબરી ઘૂરી આવી કે તે એકદમ શેરી ઓળંગી સામાપક્ષમાં ઘૂસી ગયો, અને એક જબરા કૂતરાની સામે થયો. બન્ને કૂતરા પાછલા પગ પર ઊભા થઈ એક બીજાને પાડવા જબરો હલ્લો કરવા લાગ્યા. પણ બીજા પક્ષના ઘણા કૂતરા ભેગા થઈ ગયા, કાળિયાને પાડી નાખ્યો અને લોહીના ત્રાંશિયા આવે એવાં બચકાં ભરવા લાગ્યા. સારું થયું કે એટલામાં કાબરો અને બીજાં કૂતરાં ધસી આવ્યાં. એક તુમુલ યુદ્ધ થયું અને તેમાં સામાપક્ષનાં કૂતરાં છેવટે પાછાં હઠ્યાં, અને કાળિયો છૂટો થઈ ગયો. પંડ્યાવાડાનાં કૂતરાઓએ આજે પોતાના વિજયના ચિહ્ન તરીકે, ભટવાડામાં અનેક ઠેકાણે પેશાબ કર્યો. અને એમ કરતા કરતા તે પોતાની હદમાં દૂર ગયા ત્યારે જ ભટવાડાના કૂતરા ત્યાં આવ્યા, અને પછી ઘૂરકતાં ઘૂરકતાં અને ઊંકારા કરતાં પોતાની જમીનની છેલ્લી હદ ઉપર પોતે પેશાબ કર્યો, અને ઘણીવાર ત્યાં આડા અવળા આંટા ફેરા ખાઈ, પછી પોતાની હદમાં અંદર શાન્તિથી ચાલ્યા ગયા.

એક વાર કાળિયો ક્યાંકથી પોતાની ધૂનમાં ચાલતો આવતો હતો, ત્યાં તેને ઓચિંતી કોઈ કૂતરીની ગંધ આવી, અને તોપમાંથી ગોળો છૂટે તેમ તે તે ગંધ તરફ ગયો. ત્યાં એક નવતર કૂતરી ઊભી હતી, તે આને જોઈ બી ગઈ, અને પગ વચ્ચે પૂંછડી ઘાલી તે સંકોચાઈ નીચી નમી ગઈ. કાળિયો ત્યાં જઈ ઊભો રહી પૂંછડી હલાવી, છાતી કાઢી તેની પાસે તેને હિંમત આપવા તથા તેનું મન સંપાદન કરવા થોડીવાર ઊભો રહ્યો, અને એ કૂતરી પણ ધીમે ધીમે ભય છોડી કાળિયાના ભાવને પ્રત્યુત્તર આપવા જતી હતી, ત્યાં પંડ્યાવાડાની બે કૂતરીઓ, રૂંવાડાં ઊભાં થવાથી ગળા આસપાસ ફૂલી ગયેલી દેખાતી, દોડતી, ભસતી, મોટેથી શ્વાસ લેતી આવવા લાગી. તેને જોઈ એ કૂતરી નાઠી, અને પેલી કૂતરીઓ તેની પાછળ પડી. કાળિયો પણ

ધીમે ધીમે જાણે દેખાવ કરતો હોય એમ ભસતો તેની પાછળ દોડી, સૌથી પહેલો ગોળ આંટો દઈ પાછો ફરી ગયો, અને પછી પેલી કૂતરીઓ પણ તેની પાછળ પાછળ સૂંઘતી સૂંઘતી પાછી ફરી. તેની પાછળ પાછળ કાળિયો ધીમે ધીમે દોડતો ગયો. અને તેમની સાથે પૂંછડી હલાવી, તેમની ખુશામત કરી પછી ત્યાંથી છૂટો થઈ ચાલ્યો ગયો.

એક દિવસ ભટવાડાનાં કૂતરાં અને પંડ્યાવાડાનાં કૂતરાં વચ્ચે એક તુમુલ યુદ્ધ થયું. જાણે આખી જિંદગીમાં જે કાંઈ ભોગવવા જેવું હતું તે સર્વ જોખમમાં આવી પડ્યું હોય એ રીતે બન્ને પક્ષો જીવ પર આવીને લડતા હતા. લડવામાં પંડ્યાવાડાના પક્ષમાં કાબરો અને કાળિયો એ મુખ્ય હતા. લડાઈમાં છેવટે કોઈ પક્ષ જીત્યો કે હાર્યો નહિ. બન્ને પક્ષો થાકીને છેવટે પોતપોતાની હદમાં ચાલ્યા ગયા. અને પછી બહુ દૂર જઈને, ભસવા વચ્ચેનું અંતર વધારતા વધારતા છેવટે શાંત થયા.

પણ આ યુદ્ધમાં કાબરો ઘાયલ થયો અને બીજે જ દિવસે તેને પોતાની નબળાઈ દેખાઈ. તે હમેશાં એક વંડી ઉપર એક જ કૂદકે ચડી જઈ, વિજયથી ઊંચી જગા લઈ તેના પર દોડતો. આજે એ પ્રમાણે કરવા જતાં, તે વંડી પર ચડી શક્યો નહિ. તે વંડી પર ચડવાના પ્રયત્નો કરતો કરતો, નિષ્ફળતાના ક્રોધથી ભસતો ભસતો, વંડીને અડીને ઘણે સુધી દોડ્યો પણ ઉપર ચઢી શક્યો નહિ. કાળિયો તેની સાથે દોડતો હતો અને આજ સુધી કાબરાના માનમાં તેણે વંડી ચઢવાનો કદી પ્રયત્ન નહિ કરેલો, તે આ વખતે એક જ કૂદકાથી ચડી ગયો. કાબરો ઘડીભર આ જોઈ રહ્યો, અને પછી દૂર જઈ નીચે બેસી ગયો.

કાબરો ધીમે ધીમે ઘરડો થવા લાગ્યો. તે એક પગે હમેશ માટે જરા લંગડો થયો, તેને ઉધરસ પણ થઈ. અને આ ઉધરસ

અને લંગડાપણું બન્ને એક સાથે વધવા લાગ્યાં. તે એટલે સુધી કે છેવટે તે ઉધરસથી જ લંગડાય છે કે લંગડાપણાથી તે સમજાય નહિ એવું થઈ ગયું. આ બધું તેણે કંઈપિણ મનમાં લગાડ્યા વિના સહન કર્યું. ખાવા સિવાયના સર્વ ભોગો તરફથી તેણે મન ઉઠાવી લીધું અને મંડળનું મુખ્ય સ્થાન કાળિયાને ગયું તે જવા દીધું.

હવે કાળિયો જ આખા પંડ્યાવાડામાં સૌથી જબરો થયો. બધી કૂતરીઓનો તે માલીક થયો. તે એટલો જબરો થયો કે ભટવાડામાં પણ ગમે ત્યારે જઈ ગમે તે કૂતરાને બચકાં ભરી આવતો. તેના બળથી પંડ્યાવાડાના ત્રણ છોકરા તેની સાથે એટલા હળી ગયા કે તેમના વચ્ચે જાણે કશું અંતર ન રહ્યું. એ ત્રણ છોકરા કાળિયાને ખવરાવતા, પાદર ફરવા જતાં સાથે લઈ જતા, ગામના બીજા લત્તાઓનાં જબરાં કૂતરાં સાથે કાળિયાને દ્વંદ્વયુદ્ધમાં લડાવતા, અને કાળિયો પણ હમેશાં જીતતો. તેની પૂંછડી હવે સદાય વળ ખાધેલી રહેતી. તેના શરીરનો રંગ પણ અત્યંત તેજસ્વી થયો હતો. તે ધીમે ધીમે આખા ફળીનો માનીતો અને પ્રિય થઈ પડ્યો હતો.

આ ત્રણ છોકરા પૈકી મોટાનાં લગન લેવાયાં અને તેની જાન બીજે ગામ જવા ઊપડી. આ ત્રણેય છોકરાએ કાળિયાને સાથે જાનમાં લીધો. કાળિયો ઘણીવાર વરરાજાના ગાડા નીચે ચાલે, ઘણીવાર પાછળ ચાલે, ઘણીવાર આગળ દોડી ચક્કર મારી આવી પાછો ભેગો થઈ જાય, અને ઘણીવાર વરરાજા, તેનાં માબાપ ના પાડે તો પણ, પોતાના રાજાપણાના હકથી તેને ગાડામાં બેસાડે. આખી જાનનો તે લાડીલો થયો હતો. રસ્તામાં આવતાં બીજાં ગામોમાં પણ આ વરરાજા અને તેના મિત્રોએ પોતે લાકડીઓ લઈને ઊભા રહીને કાળિયાને કેટલાંક દ્વંદ્વો જીતાડી આપ્યાં.

જાન કન્યાને ગામ પહોંચી. કાળિયાની બધી સગવડ જાનીવાસમાં થઈ. પણ પરણવાને દિવસે બધા કંઈ કંઈ કામમાં રોકાઈ પડ્યા.

વરરાજાને ડાહ્યા થવું પડચું હતું, અને તેના મિત્રો અણુવર બન્યા હતા. કાળિયો એકલો ગામ જોવા નીકળી પડચો અને ત્યાં શેરીના ત્રણ ચાર ડાઘિયા કૂતરા તેને વળગી પડચા અને તેને શરીરમાં અનેક જગાએ બચકાં ભરવા લાગ્યા.

*

મેં ઓચિંતો એનો પરિચિત અવાજ સાંભળ્યો : "આટલા બધા ઊંહકારા શેના કરો છો ? હવે તો સારું થઈ ગયું છે. નૉર્મલ પણ થઈ ગયું છે. ડૉક્ટર કહે છે હવે કાંઈ નથી. કોણ તમને વીંખી ખાવા નવરું છે."

મેં આંખો ઉઘાડી. અલબત, એ જ હતી. મેં કહ્યું: "વીંખી ખાધાની તને કેમ ખબર પડી ?"

"ક્યારના વીંખી ખાધો વીંખી ખાધો એમ સ્વપ્નામાં બોલો છો ને !"

"એ તો સ્વપ્નું આવ્યું કે મને કૂતરાઓએ વીંખી ખાધો, જાણે અહીં, ને અહીં, ને અહીં બધે બચકાં ભર્યાં. પણ આ શું ? ખરેખર આ બધી જગાએ બહુ જ દુખે છે. જો અહીં, અહીં."

"એ બધી ઈંજેક્શનની જગાઓ છે, અને ડૉક્ટર કહે છે કે આ ઈંજેક્શનો દુખશે જ."

"મને તો સ્વપ્નું આવ્યું કે જાણે કૂતરાં વળગી પડચાં. સ્વપ્નું બહુ વિચિત્ર આવ્યું. જો જાણે..."

"એક શબ્દ હવે ન બોલશો. માંડ નૉર્મલ આવ્યું છે. અને સ્વપ્નું ગમે તે હોય પણ કૂતરાં કેમ કરડચાં તે હું બધું સમજું છું."

"શું સમજે છે ?"

"તમારે એક શબ્દ ન બોલવો, હું કહું તે સાંભળો. તમને ટાઈફોઈડ થયો. અને તમારો વહાલો કૂતરો પ્રહ્લાદ લઈને રમતા

હતા, તે તમને કરડ્યો ને બે દિવસ પછી મરી ગયો. ડૉકટરને વહેમ આવ્યો કે એ હડકાયો હતો. એક તરફ ટાઈફૉઈડ વધતો ગયો, તેનું ઘેન તમને ચડવા માંડ્યું. બીજી તરફ ટાઈફૉઈડનાં ઇંજેકશન સાથે હડકવાનાં તમને પેટ પર આપવાં પડ્યાં. એટલે તમારા મનમાં એમ કૂતરો અને ઇંજેકશનો ભેગાં થઈ ગયાં. હવે બોલશો નહિ. "

" પણ સ્વપ્ન તો જુદું જ આવ્યું. "

" કહું છું ન બોલો. "

" અને તું આવી દૂબળી કેમ પડી ગઈ? ક્યાંક માંદી પડીને મારી પાસે ચાકરી કરાવતી નહિ !"

" માંદી પડીને શા સારુ ચાકરી કરાવું. મારે તો સાજાં રહીને જ તમારી પાસે ચાકરી કરાવવી છે. એક વાર પગ ચાંપી જુઓ, ઉજાગરા કરી જુઓ, તો જરા ખબર પડે. ડૉકટર ના પાડે તોય રાતે છાનાંમાનાં ઊભાં થઈ થઈને ચોપડી લઈને વાંચી વાંચીને માંદા પડ્યા છો! આ તો ઠીક છે ભગવાને મને શરીર મજબૂત આપ્યું છે. નહિતર તમે સાજા થયા પહેલાં મારે ચાલ્યા જવું પડત ! "

" પણ..."

" ચૂપ કહું છું. આજ નૉર્મલ થયું ને આજ ને આજ બોલવા લાગ્યા. તાવમાં લવ લવ અને તાવ ઊતર્યેય લવ લવ. લ્યો, તમને ઇંજેકશન ઉપર દવા ઘસું, એટલે કૂતરાં બચકાં ન ભરે. "

" બીજું કાંઈ નહિ. મારું સ્વપ્નું સાંભળ. "

" હવે બોલશો તો અહીંથી નાસી જઈશ, જુઓ, આ ચાલી. "

" ના ના. નહિ બોલું જા, પણ સાજો થાઉં ત્યારે સાંભળવું પડશે. "

" સાજા થાઓ તો બધું સહન કરવા તૈયાર છું. "

પાંચ છ દિવસ પછી આખી વાર્તા મેં કહી અને પછી કહ્યુંઃ "જો સ્વપ્ન ગમે તેવું ખોટું હોય, પણ મારી સ્ત્રીને લીધે પાછો માનવ દેહમાં આવું, અને એની એ સ્ત્રી મળે, એટલું સાચું પડ્યું કે નહિ ?"

"કૂતરા તરીકે કૂતરીઓની ખુશામત કરતા હતા, હવે મારી કરો."

"તારા જેવી મેં કોઈ હઠીલી ન જોઈ. પણ એક બીજો વિચાર કર. ઘણા મોટા પ્રતિભાસંપન્ન પુરુષો વિશે કહેવાય છે કે તેમને મહાન સત્યો સ્વપ્નમાં કે ઊંઘમાં મળી આવે છે. આ પ્રમાણે જુદી જ જાતના પ્રાણીના જીવનનો અનુભવ હજી સુધી કોઈને થયો હોય તો બતાવ."

"કોણ જાણે કેમ મારાથી સાચું કહ્યા વિના રહેવાતું નથી. તમે આમાં જે જે અનુભવ કહ્યો છે તે સર્વ તમે પહેલેથી જ જાણતા હતા. તમારા મિત્રોને અને મને આવી કશી જ જિજ્ઞાસા ન હોય, છતાં તમે આ અનુભવની વાત બધી જ અમને કરી છે. અને જે બાબત તમને અજાણી હતી, જે જાણવા તમે આટલાં બધાં વરસો તપ કર્યું, તે છેવટે કહો, તમને જણાઈ છે ખરી ? બોલો !"

"એ સાચું, હોં. માળો બહુ ભોળો દેખાતો હતો પણ મને છેવટે છેતર્યો."

"એટલા માટે તો તમને એ કૂતરાનો અવતાર આપવાની ના પાડતો હતો. પણ તમારા હઠ આગળ છેવટે એ પણ મારી પેઠે હારી ગયો !"

અહીં વાર્તા પૂરી થઈ.

મેં કહ્યું : "હવે આ વાર્તાની ટીકા કરો. હવે તમે મારું કહેવું સમજ્યા હશો કે મારી વાર્તા અદ્વિતીય છે. અત્યાર સુધી પ્રાણીજીવનની કોઈ વાર્તા લખાઈજ નથી."

પ્રમીલા : " ઈસપની ફેબલ્સ, પંચતંત્ર–હિતોપદેશની વાર્તાઓ. "

" એમાં પ્રાણીનું માત્ર નામ જ છે, તેની પાછળ ચોખ્ખો મનુષ્યસ્વભાવ જ છે. એ પ્રાણીઓ મનુષ્યસ્વભાવનાં પ્રતીકો છે. "

ધનુભાઈ: " આનાતોલ ફ્રાંસની એક વારતામાં પૅરિસ નામનો કૂતરો આવે છે, બીજી એકમાં હેમિલકાર નામની બિલાડી આવે છે. "

" હા, પણ તેમાં મુખ્ય તો મનુષ્યજીવન જ છે. કેટલાંક પ્રાણીઓનું જીવનમનુષ્ય સાથે ગૂંચાઈ ગયું છે, એટલે આવે છે, પણ તે આવે છે મનુષ્યજીવનને વ્યકત કરવા, જેમ, શરદબાબુની મહેશ વાર્તામાં બને છે તેમ. ચેહોવની એક વાર્તામાં એવી જ રીતે એક ઘરડો ઘોડો આવે છે, જેને ધણી છેવટ ખાટકીને ત્યાં વેચે છે, પણ અહીં ક્યાંઈ પ્રાણીજીવન મુખ્ય નથી હોતું. "

ધીરુ બહેન : " તમારી વાર્તામાં પણ પંડયાનાં છોકરાં આવે છે. "

" હા, પણ અહીં ક્રમ ઊલટો છે. આનાતોલ ફ્રાંસની વાર્તામાં મનુષ્ય જીવનમાં કૂતરું કે બિલાડી આવે છે, મારી વાર્તામાં કૂતરાના જીવનમાં મનુષ્યો આવે છે, અને તે કૂતરાનું જીવન વ્યકત કરવા. "

ધીરુ બહેન : " 'લાલીને લલાટે.' એમાં તો લાલીનું જીવન તમારા કાળિયા કરતાં વધારે વિગતથી આવે છે. "

" ખરું. પણ વિચારી જોશો તો એ હિંદુ લોકો ઉપરની ટીકા છે. આખી વાર્તાના વ્યંગ્યમાં એ જ છે. "

ધનુભાઈ : " પણ આ તો બધી આડી ટીકા છે. તમે ખૂબી કરીને અમને પ્રાણીજીવન એ નવીન વિષય છે એ વાતે ચડાવી દીધા. પણ ખરી ટીકા તો એ છે કે તમારી વાર્તામાં કશો ચમત્કાર નથી. તમે પોતે વાર્તામાં પેલી બાઈ દ્વારા કબૂલ કર્યું છે કે આમાં માણસ માણસ તરીકે કૂતરાના જીવનનું જાણે છે તે ઉપરાંત કશું નથી. તમે માત્ર એટલું બતાવ્યું છે કે કૂતરાના જીવનમાં ખાવું અને કામવાસના

સિવાય બીજું કશું નથી, અને એ બન્ને વાસનાઓ પણ તદ્દન સાદા અને જંગલી, કહો કે એક સરખા રંગરૂપવાળી, અથવા કહો કે રંગરૂપ વિનાની ચીતરાઈ છે."

મેં કહ્યું : "અને હું અત્યાર સુધી કહેતો નહોતો, પણ મારું એ જ કહેવું છે. આપણા વિવેચકોમાં કે વિચારકોમાં નવીન માનસશાસ્ત્રને જાણવાનો દાવો કરનાર એક વર્ગ એમ માને છે કે મનુષ્ય–સંસ્કૃતિને લીધે આપણી સર્વ વૃત્તિઓ વક્ર થઈ ગઈ છે, વિરૂપ કે વિકૃત થઈ ગઈ છે, અને આપણે તેને સાચા સ્વરૂપમાં અનુભવી શકતા નથી. તો મારું એ કહેવું છે કે મનુષ્યજીવનના અનુભવનું જે કાંઈ વૈવિધ્ય કે સમૃદ્ધિ છે, જે જ માત્ર કલા અને આનંદની સામગ્રી છે, તે સર્વ એ સંસ્કૃતિને આભારી છે. જેમ સૂર્યનું કિરણ અનેક ઉપાધિમાંથી પસાર થવાથી જ અગણિત રંગો બને છે, તેમ એ વૃત્તિઓ સંસ્કૃતિની ઉપાધિઓમાંથી પસાર થવાથી જ અનેક સ્વરૂપ આકાર રંગ ધારણ કરે છે, જેમાંનાં કેટલાંક રૂપો કદાચ મનુષ્યસ્વભાવને હાનિકારક એટલે રોગિષ્ઠ, જેને આપણે વિકૃત Perverse કહીએ એવાં પણ હોય. પણ એ સર્વ સમૃદ્ધિ એ સંસ્કૃતિને જ અધીન છે."

ધનુભાઈ : "પણ તમારી વાર્તામાં તમારા સ્વીકાર પ્રમાણે જ તમે વક્તવ્ય કહી શક્યા નથી. કૂતરાનું જીવન કેવું છે એ તમે મનુષ્યના દૃષ્ટિબિન્દુથી જોઈને કહેલું છે એટલે પ્રાણીજીવન વ્યક્ત કરવાનો તમારો દાવો ખોટો પડે છે."

"એ પણ મારું વ્યક્તવ્ય જ છે. મારે એમ પણ કહેવાનું છે કે જેમ ઇતિહાસનું કદી પુનરાવર્તન થતું નથી, તેમ એ મનુષ્ય-સંસ્કૃતિ પહેલાંની વૃત્તિઓ આપણે હવે અનુભવી શકીએ જ નહિ. જે આપણે પાછળ મૂક્યું છે તે હવે કદી ફરી આવી શકે જ નહિ એક દાખલો આપું. માનસશાસ્ત્ર કહે છે કે આપણે દૃષ્ટિથી દૂરાદૂરતા, અંતર કહીએ છીએ તે પ્રત્યક્ષ નથી પણ અનુમાન છે. પણ અત્યારે એ અનુમાનને ટેવાયેલી આંખ અંતર વિનાનું ચાક્ષુષ પ્રત્યક્ષ કરી શકતી

નથી. આપણે જે કાંઈ જોઈએ છીએ તે દિશાઓમાં જ જોઈએ છીએ. તેમ હવે આપણે આપણા સંસ્કૃતિના સંસ્કારોથી કેવળ મુક્ત થઈને કશું અનુભવી શકીએ નહિ. પછી તમારે નવા સંસ્કારો પાડવા હોય તો પાડો, પણ તેને સંસ્કૃતિના સંસ્કારોથી મુક્ત—અલગ માનવા એ ભૂલ છે."

પ્રમીલા : "પણ એટલેથી પત્યું ન સમજજો. અમારે તો તમે આ વાતમાં અશ્લીલ વર્ણન કર્યું છે તે સામે વાંધો છે. તમારી ચર્ચા ઉપરથી જણાય છે કે તમારી વાર્તાનું વ્યક્તવ્ય તત્ત્વજ્ઞાનને લગતું છે. એવા ગંભીર વિષયમાં આવું અશ્લીલ વર્ણન જરા પણ ઉચિત નથી."

"તમે બહુ ગંભીરતાથી વાંધો લીધો છે એટલે હું બહુ ગંભીરતાથી તેનો જવાબ આપીશ. પહેલું તો એ કે કાવ્યશાસ્ત્રના ગ્રંથોમાં સ્પષ્ટ કહેલ છે કે શાન્ત રસમાં નિર્વેદ બતાવવા અશ્લીલ વર્ણન કરી શકાય. જે વસ્તુ ગંદી છે તેને ગંદી કહેવી એમાં અનૌચિત્ય નથી. બીજું એ કે ફિલસૂફીના વિષય ઉપર એક ફિલસૂફીના ઇતિહાસલેખકે લખેલા નિબંધમાં બીજા એક મહાન વિચારકનું અવતરણ આપેલું હું નીચે ઉતારું છું, તે જ એનો જવાબ છે. સદ્ભાગ્યે ત્યાં કૂતરાનું જ વર્ણન છે. અને મેં માત્ર કૂતરા પેશાબ કરે છે એમ કહેલું છે, પણ ત્યાં કૂતરાની એથી પણ તમે અશ્લીલ ગણો એવી ક્રિયાનું વર્ણન છે. આ રહ્યું એ અવતરણ:

I am afraid that Carlyle's pungent metaphor, that nations, like dogs, seem to approach each other sometimes only to sniff at the shameful parts, is not out of date.* —Kalki, 89

* કેટલીક વાર મને એવો ભય રહે છે કે પ્રજાઓ કૂતરાઓની માફક એકબીજાનાં ગુહ્યાંગોને સૂંઘવા માટે જ નજીક આવે છે, એ કાર્લાઈલનું વચન આજે પણ જૂનું થયું નથી. —કલ્કી, ૧૧૦

જો આ વર્ણન થઈ શકે તો મારું વર્ણન અશ્લીલ શા માટે?

ધીરુ બહેન : "પણ મારું એમ કહેવું કે એ વર્ણન કરવાની જરૂરજ નહોતી. એ ક્રિયા તો મનુષ્યને અને પશુઓને સમાન છે. મનુષ્યની વાર્તાઓમાં એનું વર્ણન નથી આવતું તો પશુજીવનમાં પણ ન આવવું જોઈએ.

"મનુષ્યજીવનના અશ્લીલતાના વિચારો પશુજીવનમાં લગાડવા એ એક ભૂલ છે. નાટકમાં કોઈ માણસ નગ્ન આવે તો તે અશ્લીલ છે, પણ કૂતરું નગ્ન આવે તો તેમાં અશ્લીલતા નથી. તે જ પ્રમાણે કૂતરું પેશાબ કરે તે વર્ણન અશ્લીલ નથી. એટલું જ નહિ, કૂતરાના જીવનમાં પેશાબ કરવો એ માત્ર મૂત્રોત્સર્ગ નથી પણ ઘણું વિશેષ છે. કૂતરાની સૃષ્ટિ ગંધથી રચાયેલી છે, અને તેમાં મૂત્રગંધ એ અમુક ટોળાની હદ બતાવે છે. હું તો ત્યાં સુધી માનું છું કે એ ગંધની એમના કામજીવનમાં અસર છે, અને એમની દેશભાવના, દેશની હદની ભાવના, એ સર્વ એ કામજીવન સાથે સંકળાયેલ છે. કદાચ માનવજાતિમાં પણ દેશભાવના, દૈશિક હદની ભાવના, એ પણ આ કામવાસનાથી જ નિષ્પન્ન થઈ હશે. એ સર્વનો મેં મારી વાર્તામાં ઇસારો કર્યો છે."

થોડીવાર શાન્તિ રહી એટલે મેં કહ્યું : "ત્યારે તમારી ટીકાઓ પૂરી થઈ ખરી. બાકી તમે તો પેલા કાળિયાને ડાઘિયાઓએ બચકાં ભર્યાં એટલાં મને આજે ભર્યાં છે."

ધનુભાઈ : "તમને નહિ, તમારી વાર્તાને ભર્યાં છે. અને જેમ કાળિયાને બચકાં ભરવાથી કાળિયો એ દુઃખી જાતિમાંથી મુક્ત થઈ માનવ બન્યો એમ તમારી વાર્તા પણ આ બચકાંથી વાર્તા મટી વાર્તાટીકાનો વધારે સુખી અવતાર પામે છે. તમે જોયું હશે કે તમારા ઉપરની ટીકા પૂરી નથી થઈ. મારું કહેવું કે તમારી વાર્તા વાર્તા નથી પણ વાર્તાટીકા છે."

"ના, ના. વાર્તાટીકા નહિ, વાર્તારૂપ ટીકા છે. આપણી મેહફિલની બીજી સભામાં આપણે ટીકારૂપ વાર્તા હોઈ શકે એમ સ્વીકાર્યું છે. અને તમારી બધી ટીકામાં એક ભૂલ તો તમે મોટી બધી કરી છે. મારી વાર્તા તે માત્ર કૂતરાની નથી; પેલો માણસ, તેનું સ્વપ્ન, બ્રહ્માજી, કૂતરાં, સ્વપ્ન આવનારની પત્ની એ સર્વની બનેલી છે. પણ તમારી નજર એક જ બાજુ જાય છે. તેનો એટલો જ અર્થ કે વાર્તામાં વાર્તા અને તેમાં વાર્તા, વાર્તાનું એ સ્વરૂપ તમારી કલ્પના નથી પકડી શકતી. અને આખી વાર્તા તમે નથી પકડી શકતાં એટલે તમને તેની કલા સમજાતી નથી."

પ્રમીલા : "બચાવનો સારામાં સારો ઉપાય એ છે કે સામેના ઉપર હલ્લો લઈ જવો. યુદ્ધનું એક રહસ્ય એ છે કે શત્રુની ભૂમિ ઉપર લડાઈ ચલાવવી."

ધનુભાઈ: "આમાં ચર્ચા કરવી વ્યર્થ છે. વસંતભાઈ પોતે સેક્રેટરી છે એટલે એ કાંઈ વાર્તા દફતરમાં નોંધ્યા વિના ઓછા જ રહેવાના હતા. અને અત્યાર સુધી જેમને સેક્રેટરી રાખ્યા તે જ વાર્તા ન આપી શક્યા એમ પણ આપણાથી ઓછું જ કહેવાવાનું હતું!"

પ્રમીલા : "મને તો એ ભય લાગે છે કે તેમની વાર્તાને લીધે ભવિષ્યમાં કદાચ આપણ બધાંની વાર્તાને હાનિ થશે."

મેં કહ્યું : "કદાચ મારી વાર્તાને લીધે જ તમો બધાંની વાર્તા ઉદ્ધારાશે. વાર્તાનો આખો ઇતિહાસ જુઓ, કે વાર્તાએ કઈ દિશાએ પ્રગતિ કરી છે. તેમાં સ્વરૂપ કે આકારનો આગ્રહ ઘટતો જ જાય છે. કશા જ બનાવ વિનાની, માત્ર સંવાદવાળી, નહિ જેવા બનાવવાળી કે એક જ પ્રસંગવાળી, અરે સંવાદ પણ નહિ, માત્ર કોઈ એક પાત્રના મનન કે ખાનગી ચિંતનવાળી, એવી વાર્તાઓ થતી જાય

છે. વાર્તાકારનું રહસ્ય કે જીવન ઉપરની ટીકા, જીવન ઉપરનું તેનું ચિંતન પકડાય કે બસ! અને મારી વાર્તા ભાવિમાં નવો ચીલો પાડશે."

ધીરુ બહેન: "તમે એકવાર નહિ કહેલું, કે એક સભા ભરાતી, અને તેમાં માત્ર ચર્ચા થયા કરતી, બપોરે બધાને ભૂખ લાગતી એટલે પછી ગમે તેવો ઠરાવ કરીને બધા જમવા ઊઠતા. તેમ હવે ખાવાનું, પીવાનું ટૂંકું થાય છે. ભૂખ જેમ અનેક પ્રવૃત્તિની પ્રેરક છે તેમ તે શામક પણ છે."

મેં કહ્યું: "આહાર એ સંહાર તો છે જ તો પછી ઉપસંહાર બને એમાં તો નવાઈ જ નથી!"

# બુદ્ધિવિજય

**વ્યાખ્યાન** પૂરું થયું. આચાર્ય તપોવિજયજી, વ્યાખ્યાનનું ચાલુ પાનું ધીરેથી ગ્રંથમાં ગોઠવી, પોથી બાંધી ઊભા થઈ, પોતાના ખંડ તરફ ધીમે પગલે ચાલવા માંડ્યા. ચાલતા ચાલતા, માર્ગમાં ભાવથી સામું જોનારને અમૃતમય દૃષ્ટિથી વદાય–આશીર્વાદ આપતા, અને વંદના કરતા શ્રાવકોને વૈખરીથી 'ધર્મલાભ' કહેતાં, નગરના ભાવિક શેઠ વિમલશીલ ઊભા હતા ત્યાં તેઓ આવી પહોંચ્યા. વિમલશીલ હંમેશ મહારાજને અંદરના ખંડ સુધી મૂકવા જતા અને ઘડી મહારાજનો વિશેષ સત્સંગ સાધી પછી જતા. તેમની સામે પણ આજે તેમણે વદાયની દૃષ્ટિ કરી ત્યારે તેમણે વિનયથી કહ્યું: "આવું છું ને?"

"મેં જાણ્યું, આજે તમારે જવાની ઉતાવળ હશે." વ્યાખ્યાન દરમ્યાન કશા પણ સંદેશા, કે વેપાર રોજગારની કે સંસારની કશી પણ વાતના ખબર કદી પણ ન આવે એવો શેઠનો નિયમ હતો, તેમાં આજે અપવાદ થયો હતો. શેઠનો મોટો ભાણેજ આવીને કાનમાં કંઈક કહી ગયો હતો, અને તેને તરત પાછાં જવાનું કહેતાં શેઠનું મોં જરા મરક્યું હતું, એ આ વિચક્ષણ આચાર્યની નજર બહાર રહ્યું નહોતું. પણ શેઠની ઇચ્છા હમેશ માફક પાછળ આવવાની જોતાં આચાર્યે આગળ ચાલવા માંડ્યું. શેઠ તેમની પાછળ પાછળ જવા લાગ્યા. અંદર પેસતાં આચાર્યે જ જરા સ્મિતથી કહ્યું, "પુત્ર આવ્યો?"

"જી, હા મહારાજ! મેં કોઈને આવવા કહ્યું નહોતું પણ એ આવ્યો, એટલી આશાતના[1] થઈ ગઈ તે ક્ષમા કરશો."

આચાર્યે પ્રસન્ન મુખે એ જ સ્મિતથી કહ્યું, "તો તેનું આલોયણ[2] કરવું પડશે."

"ફરમાવો, હું સાંભળવાને યોગ્ય છું."

"એ છોકરો અમને આપી દેજો, એ આલોયણ." અને પછી એના પર ભાષ્ય કરતા હોય તેમ કહ્યું: "મેં ધારેલું લગ્ન ખરું હોય તો એને મહાન દીક્ષાયોગ છે, જો કે એક ગ્રહની વક્રદૃષ્ટિ છે તે જોવાનું રહે છે. મારું ગણિત ખરું હોય તો એનો વર્ણ તપાવેલા સોના જેવો હોય. तप्तकांचनवर्णाभः मनस्वी प्रमदाप्रियः। તપ્તકાંચન જેવી તેની કાયા હોય, તે મનસ્વી હોય અને સ્ત્રીઓનો પ્રિય હોય. જ્યોતિષને ઘણા માને છે, મને પણ તેનો અભ્યાસ છે, પણ જિનાગમે તેને મિથ્યાશ્રુત કહેલ છે તે યથાર્થ છે એવો મારો અનુભવ છે. આપણી તો એટલી ફરજ કે આપણે એને અનુકૂળ સંસ્કારો આપવા. નિર્ણય તો જીવ પોતે પોતાને માટે કરે એ જ ખરો. આપણે ઉતાવળા થઈ નિર્ણય પણ ન કરાવવો. માત્ર દેહનું સૌંદર્ય કે માત્ર બુદ્ધિની પ્રતિભાનું અભિમાન પણ મહાન બંધન છે, તો આ તો બન્નેનો યોગ છે."

"જી મહારાજ, આપ કહેશો તેવા સંસ્કાર પાડીશ."

"પ્રથમ તો હવે તમારે ચોથું વ્રત[3] લઈ લેવું અને એને સારી રીતે વિદ્યા આપવી. એની મેળે વેપારમાં પડે તો ભલે, નહિતર એની શક્તિ પહોંચે ત્યાં સુધી એને વિદ્યા આપવી, અલબત, જિનાગમને અનુકૂળ રીતે."

"જી મહારાજ!"

આચાર્ય શેઠના મુખ સામું જોઈ રહ્યા. હજી શેઠની ઉંમર કાંઈ મોટી નહોતી. ચોથું વ્રત લેવાની તેમની તત્પરતા કેટલી સાચી હતી તે જોવા તેમણે તેમની આંખ સામે દૃષ્ટિ કરી, અને તેમાં અક્ષોભ,

---

૧. નિષિદ્ધ કરેલો આચાર. ૨. પ્રાયશ્ચિત્ત. ૩. બ્રહ્મચર્યવ્રત.

દઢતા અને શ્રદ્ધા જોઈ બોલ્યા: “ આજ સારો સંસાર તમને વધામણી આપશે ત્યારે અમે તમારો આખો સંસાર અને તેનું ફળ લઈ લીધું ! ગૃહી અગૃહી વચ્ચેનો એ ફરક !” આચાર્યે ગંભીર સ્મિત કર્યું.

“ આપ કહો છો ત્યારે કહું છું. અંધારિયાં અમે વર્જેલાં જ હતાં, અને પુત્ર આવે તો જાવજીવ[૪] ચોથું વ્રત લેવા અમારો પહેલેથી જ સંકેત હતો. આપની એ જ આજ્ઞા થઈ એ તો હું સદ્ભાગ્ય સમજું છું. આપ દર વરસ પધારતા નથી પણ અનુકૂળતાએ પધારતા રહેશો અને આઠમે વરસે જરૂર પધારશો. ”

“ યથાવર્તમાન. ”[૫]

વિમલશીલ વંદીને ચાલ્યો ગયો. નગરના વંશપરંપરાના નગરશેઠનું પદ નીકળી જઈ પોતાને ન મળે તે માટે તે કદી પણ કોટિપતિ થતો નહોતો, એ તો આચાર્યે માત્ર સાંભળેલું હતું. આજે, ગૃહસ્થ હોવા છતાં, મુનિઓને પણ દુષ્કર એવું બ્રહ્મચર્યવ્રત તેણે લીધું તે પ્રત્યક્ષ જોઈ તેમને આશ્ચર્ય થયું. શેઠના ગયા પછી ઘણા વખત સુધી જ્યોતિષ, વિમલશીલના પુત્રનું ભવિષ્ય, તેની જન્મકુંડલીના ગ્રહો, જિનશાસનનું ખરું હિત, મોક્ષ, પોતાનું કર્તવ્યાકર્તવ્ય વગેરે અનેક વિચારોનાં વમળોમાં ફરતા તે કેટલીય વાર આસન ઉપર સ્તબ્ધ બેસી રહ્યા.

વિમલશીલે પુત્રનું નામ જિનદાસ રાખ્યું. તેને નાનપણથી જિનશાસનના સંસ્કારો પાડવા અને જિનધર્મને અનુકૂળ શાસ્ત્રોનું અધ્યયન કરાવવું એ સહેલું હતું, પણ તેને માટે આવતાં કન્યાનાં માગાં પાછાં વાળવાં એ એટલું સહેલું નહોતું. તેણે વિનયથી બધાં માગાં પાછાં વાળ્યાં. તેની પત્નીએ આમાં તેને અદ્ભુત સાથ આપ્યો.

જિનદાસની ઉંમર આઠ વરસની થઈ ત્યારે તપોવિજયસૂરિ પાછા આવ્યા. તેમણે જિનદાસને જોયો, સંતોષ બતાવ્યો અને પાંચ વરસ પછી વિચાર કરીશું કહી તેઓ પાછા વિહારે ચાલ્યા ગયા. પાંચ વરસ

૪. યાવજ્જીવ—જીવન પર્યંતનું. ૫. એ સમયની જેવી પરિસ્થિતિ.

પછી ફરી જિનદાસને જોયો, તેની સાથે વાતચીત કરી, પણ તેને મોટો થવા દેવો જોઈએ કહી ફરી વિહારે ગયા.

અત્યાર સુધી વિમલશીલ સાધારણ જવાબોથી માગાં કરનારાને પાછા વાળી શક્યો હતો. પણ નગરશેઠના ઘરનું માગું એટલી સહેલી રીતે પાછું વળાય એમ નહોતું. ગામ આખામાં વાત થતી હતી કે વિમલશીલ માગાં પાછાં વાળે છે તેનું કારણ એ હતું કે તેમને નગરશેઠનું કહેણ છે. અને તેમાં લોકોનો દોષ પણ નહોતો. નગરશેઠની એકની એક દીકરી, જિનદાસથી ચારેક વરસ નાની હતી. જિનદાસની જ નિશાળે જતી. કોઈની પણ યોજના વિના બન્નેની વચ્ચે સ્વાભાવિક બાલોચિત પ્રીતિ થઈ હતી, અને બન્નેને જોઈ હરકોઈ કહી શકે કે ભગવાને સુંદર જોડું નિર્મ્યું છે. જિનદાસની પણ એવડી ઉંમર થઈ હતી કે તે લોકોની વાયકાનો અર્થ મભમ પણ સમજી શકે અને તેનું કૌતુક અનુભવે. અને તેથી એ વાત ચોક્કસ કરવાની જરૂર હતી.

નગરશેઠ પોતે વિમલશીલને ત્યાં આવ્યા. પોતે અત્યાર સુધી પોતાની પદવી માટે વિમલશીલના આભારી હતા. બન્ને બાળકો એક બીજાને લાયક હતાં, તો ના પાડવાનું કારણ જાણવા જેટલો પોતાને હક છે અને જાણ્યા વિના નહિ ખસું એવો મીઠો હઠ કરી બેઠા. વિમલશેઠે જીનદાસને બહાર જવા નિશાની કરી અને પછી તપોવિજયજીએ કહેલ બધી વાત કરી. જિનદાસનો વર્ણ તપ્તકાંચન જેવો હશે એ આચાર્યજીએ જોયા વિના જ ભાખેલું હતું. જિનદાસના ગ્રહો એવા છે કે જો તે દીક્ષા ગ્રહણ કરે તો જિનશાસનનો પ્રતાપી ધારક થાય, જો કે એક ગ્રહની વક્ર દૃષ્ટિ છે તેથી રાહ જોવાની જરૂર છે. નગરશેઠ સમજ્યા. તેમણે કહ્યું: "જો દીક્ષાની ના ઠરે તો મારો જ રૂપિયો સ્વીકારજો." અને વિમલશીલે કહ્યું: "એ કબૂલ. અને તેમ છતાં તે પહેલાં સારો મૂરતિયો મળે તો સંબંધ કરવાને તમે છૂટા. દીકરીનાં માવતરથી ક્યાં સુધી રાહ જોવાય?"

જિનદાસને વાતચીત માટે ઓરડા બહાર કાઢેલો પણ તેણે નજીકમાં સંતાઈને બધું સાંભળ્યું. તેને ખાત્રી હતી કે નગરશેઠની દીકરી સાથે પોતાના સગપણની વાત થવાની હતી. અને એ જ વાત નીકળતી ગઈ તેમ તેમ તે વધારે આતુરતાથી સાંભળવા માંડ્યો. ત્યાં તેણે તપોવિજયની વાત સાંભળી અને તેને ઘણું જ આશ્ચર્ય થયું. ત્યારથી તેનામાં બે પ્રબળ સંકલ્પો જાગ્યા. માણસનું મન એવું વિચિત્ર છે કે બે તદ્દન વિરોધી સંકલ્પો એક સાથે પોષાવા માંડે, પ્રબળ થવા માંડે! એક બાજુથી તેનામાં સ્ત્રીઓને પણ આકર્ષી શકે એવા પોતાના તપ્તકાંચન વર્ણનું અભિમાન થયું, અને બીજી બાજુથી સંન્યાસ લેવાની અને જૈન શાસનના ધારક થવાની મહેચ્છા જાગી. અનેક વૃત્તિઓના વંટોળથી તેનું મન ખોટી ઊંચાઈએ ચડ્યું, અને વધારે દુર્લભ અને વધારે દુષ્કર માટે જ, સંન્યાસજીવન લેવાનો તેણે નિર્ણય કર્યો. તેને સોળમું વરસ બેઠું ત્યારે તપોવિજયજી આવ્યા. તેમને હવે વાર્ધક્યનાં ચિહ્નો જરાજરા દેખાવા લાગ્યાં હતાં અને તેઓ પોતાની વિદ્યાઓનું કોઈ સત્પાત્ર શોધતા જ હતા. તેમણે ઘણી જ મમતાથી જિનદાસને બોલાવ્યો, અને દીક્ષા લેવાની તેની પોતાની ઇચ્છા છે કે નહિ તે પૂછ્યું. તેને સ્પષ્ટ સમજાવ્યું કે જો સંસારની જરા પણ ઇચ્છા હોય તો સંસારમાં જ જવું, અને સાચા સંસ્કાર હશે તો એની મેળે ભવિષ્યમાં દીક્ષા મળી રહેશે. જિનદાસે સામો પ્રશ્ન કર્યો : "આપે સંસારમાં ગયા પછી દીક્ષા લીધેલી કે ગયા વિના જ?"

સર્વ પ્રસન્ન થઈ ગયા. તપોવિજયજીએ કહ્યું : "સંસારમાં ગયા વિના જ."

"ત્યારે હમણાં દીક્ષા લેવાથી આપના જેવું જ્યોતિષજ્ઞાન મને મળશે?"

જીવનમાં કદી નહિ લાગેલો એવો તપોવિજયજીને મહાન આઘાત લાગ્યો. પોતે જ વિમલશીલને જ્યોતિષ ઉપરથી વાત કરી તે ભૂલ

જણાઈ, તેનો પશ્ચાત્તાપ તેમને થયો. બધો આઘાત અને બધું દુઃખ ગળી જઈને માત્ર એક નિઃશ્વાસ નાંખીને તેમણે ધીમેથી કહ્યું: "જિનદાસ, બે વરસ વધારે વિચાર કર. દીક્ષા તપને માટે લેવાની હોય છે. વિદ્યા તો આવવી હોય તો આવે, અને જ્યોતિષ તો મિથ્યાશ્રુત છે. એના લોભથી દીક્ષા લેવાય નહિ."

બે એક દિવસ પછી વિમલશેઠે ફરી દીક્ષાનો પ્રશ્ન કાઢ્યો, ત્યારે ફરી નિઃશ્વાસ નાંખી એ એટલું જ બોલ્યા કે "હજી ઉંમર થવા દો."

વિમલશીલે કહ્યું કે શાસ્ત્ર પ્રમાણે એ વ્યક્ત[૬] થયેલ છે. ત્યારે સૂરિએ કહ્યું: "ઉંમરે તો થયેલ છે, પણ અમે તો કાવ્યશાસ્ત્રકારોનો મત અહીં ઇષ્ટ ગણીએ છીએ. સંસારના ભાવોને વ્યક્તરૂપે સમજી શકે પછી દીક્ષા માગશે તો વિચારીશું."

જિનદાસ ચતુર હતો તેને લાગ્યું કે બોલવામાં તેની કંઈક ભૂલ થઈ છે. તેણે નિયમિત વ્યાખ્યાનોમાં જવા માંડ્યું. શાસ્ત્રાધ્યયન કરવા માંડ્યું. પોતાની શી ભૂલ થઈ હતી તે તે સમજ્યો, અને એવી ઐહિક વાસના કાઢી નાંખવા તેણે તપઃપૂર્વક અથાગ પ્રયત્ન કર્યો. બે વરસ પછી તપોવિજયજી પાછા આવ્યા અને પૂછ્યું. "કેમ, દીક્ષા લેવી છે?"

"જી હા."

"શા માટે?"

"કર્મ ખપાવવા માટે."

"સંસારની વાસના નથી?"

"બિલકુલ નથી એમ તો કેમ કહેવાય? પણ તપ વડે અને ગુરુના પ્રતાપે તે ટાળી શકીશ."

તપોવિજયજી અને આખો સંઘ રાજી થઈ ગયો. જિનદાસને દીક્ષા આપી બુદ્ધિવિજય કર્યો. જૈન સંઘે અને ખાસ કરીને નગરશેઠે મોટો ઉત્સવ કર્યો.

---

૬. દીક્ષાયોગ્ય ઉંમરને માટે એ પારિભાષિક શબ્દ છે.

જૂના કુટુંબસંસ્કારોથી દૂર કરવા અને સંન્યાસના સંસ્કારો દઢ કરવા તપોવિજયજી તેને દૂરના રાજ્યમાં લઈ ગયા, જ્યાંનો રાજા જિનશાસનને માનનારો હતો અને તપોવિજયજીનો ભક્ત હતો.

તપોવિજયજી આ વખતે આવા તેજસ્વી સ્વરૂપવાન શિષ્યને લઈને આવ્યા તેથી લોકોમાં બન્નેનો મહિમા વધ્યો અને બુદ્ધિવિજય તરફ સૌને કૌતુક થયું. બુદ્ધિવિજયે અભ્યાસમાં સારી પ્રગતિ કરવા માંડી અને તેથી તેની કીર્તિ વધતી ગઈ. તે સાથે તે જુવાન થવા લાગ્યો તેમ તેની કાંતિ પણ વધતી ગઈ, અને અધું સમજતી અધું નહિ સમજતી લોકજનતાએ સહસ્ર જીભે અને સહસ્ર નયને તેને રૂંવેરૂંવે સભાન કરી નાંખ્યો. તેની એકએક ક્રિયામાં કોઈ અદ્દભુત છટા દેખાવા લાગી. જીવનની કોઈપણ રીતભાત એટલી સાદી નથી કે જેમાં માણસ છટા ન આણી શકે!

ગુરુ આ સર્વ માયા સમજતા હતા, અને શિષ્ય માટેની તેમની ચિંતા વધતી જતી હતી. વારંવાર સંન્યાસધર્મ, વાસનાપ્રાબલ્ય, વાસનાની છેતરપીંડી ઉપર શિષ્યને કહેતા, શિષ્ય બુદ્ધિથી સમજતો જણાતો પણ તેના મનનાં ઊંડાણોમાં બુદ્ધિનું અભિમાન, શરીરની તેજસ્વિતાનું અભિમાન, સ્ત્રીઓને અને લોકોને ચકિત કરી આકર્ષવાની વાસના વધતી જતી જણાતી હતી. પણ એક દિવસ તો એવો બનાવ બન્યો કે ચિંતાને બદલે તેમનું આખું મન ઊકળી ઊઠ્યું. બુદ્ધિવિજય પોતાનાં સર્વ ઉપસ્કરણો અને શક્તિના પ્રદર્શનપૂર્વક ગોચરીએ ગયેલો, અને ત્યાં નગરના કોટિપતિની દીકરી એના પર એટલી મોહિત થઈ ગઈ કે તેના હાથમાંથી વહોરાવવાનું વાસણ પડી ગયું! તપોવિજયજીના દુઃખનો અને ઘૃણાનો પાર ન રહ્યો. "આટઆટલા દિવસથી તને કહું છું કે તારો મેલ સમજ, ને તેને ક્ષીણ કર. (તેને બદલે, તું તારા સંયમજીવન ઉપર પણ પાણી ફેરવવા બેઠો છે એટલું જ નહિ પણ આખા શાસનની હીલના કરે છે તે સમજે છે?"

બુદ્ધિવિજય ગુરુનો તાપ જીરવી શકયો નહિ. તે ગભરાઈ ગયો

ને બોલી ઊઠ્યો: "મહારાજ, ખૂબ સમજવા પ્રયત્ન કરું છું. કંઈક સમજું ય છું. પણ..."

"શું સમજે છે?"

"મહારાજ, મારો દોષ નથી. મારા જન્મસંસ્કારો ખરાબ છે. આપે તે દિવસે વ્યાખ્યાનમાં કહેલું તેમ, મારાં માબાપે જે સંયમ પાળેલો, તેની વકરેલી વાસનાના સંસ્કારો મારામાં ઊતર્યા છે. પ્રયત્ન છતાં...." થોડા દિવસ પહેલાં તપોવિજયજીએ ગૃહસ્થજીવન અને સંન્યાસજીવનનો ભેદ સમજાવતાં કહેલું કે કેટલાકની વાસના માત્ર દમનથી અને ચિંતનથી શમી શકતી નથી, દમનથી ઊલટી વકરે છે. તેમને માટે ગૃહસ્થજીવન છે. એવાઓએ ગૃહસ્થજીવનના સંયમનિયમથી વાસનાને વશ કરવી જોઈએ—જેમ ભડકતા ઘોડાને ધણી પંપાળતો અને ઘાસ ચારો આપતો વશ કરે તેમ.

આ ખુલાસો સાંભળતાં તપોવિજયજીનો ક્રોધ હાથમાં ન રહ્યો. તેમનાથી બોલી જવાયું: "કેટલું પાપ! મારા વ્યાખ્યાનનો કેટલો દુરુપયોગ! પોતાના પાપને માટે બીજાને માથે દોષ ચડાવવાનું કેવું ચાપલ્ય! અને તે પણ માબાપને માથે! તારા પર મોટામાં મોટો ઉપકાર કરનારને તું આવો બદલો આપે છે, તો તું જેના પર ઉપકાર કરીશ તેનાથી જ તારો સર્વનાશ થશે એ નક્કી જાણજે—જો કે તું કોઈ ઉપર ઉપકાર જ કરવાનો નથી!"

તે દિવસે ગુરુએ ભોજન લીધું નહિ. બીજે દિવસે બુદ્ધિવિજયે ક્ષમાયાચના સાથે આલોયણ માગ્યું. ગુરુએ કહ્યું, "સૌએ પોતપોતાનું આલોયણ કરી લેવું જોઈએ. કોઈ કોઈને સલાહ આપી શકતું નથી."

બુદ્ધિવિજયે આઠ દિવસના ઉપવાસ કર્યા. પોતાની મેળે તપ કરે છે એ વાતથી સહાધ્યાયીઓમાં અને રાજદરબારમાં પણ તેની કીર્તિ વધી. એક દિવસ રાજાએ પોતે આવી ગુરુને મોઢે શિષ્યનાં, તેની બુદ્ધિનાં, તેની તેજસ્વિતાનાં, તેના ત્યાગનાં, સંયમનાં વખાણ

કર્યાં, ત્યારે તપોવિજયજીએ કહ્યું: "જે માણસને સામે ગામ જવું છે, તે તો ચાલવાનું કેટલું બાકી રહ્યું એ જ વિચારે. થાકે તે પાછો ફરીને કેટલું ચાલ્યો તે જોવા ઊભો રહે! તેમ ત્યાગ કરનારે કેટલું છોડયું તે ન વિચારવું જોઈએ, કયાં જવું છે ને તે કેટલું દૂર છે તે વિચારવું જોઈએ. જે માણસને તરીને સામે કાંઠે જવું છે, તેની નીચે એક માથોડું પાણી હોય તેય સરખું અને પાંચ માથોડાં હોય તે પણ સરખું, તેને તો સામે કાંઠે જવું છે. જેને ડૂબકીનું કૌશલ દેખાડવું છે તેને માટે ફરક ખરો! પણ જેને સામે કાંઠે પહોંચવાની તાલાવેલી છે તેને એ કૌશલ દેખાડવાની તમા નથી હોતી. અને ડૂબકી મારનાર કૌશલ દેખાડી શકે પણ તેને ડૂબવાનો ભો ખરો. સાચો સાધુ આવો વિચાર નથી કરતો. અને દેહની કાન્તિનું અભિમાન શું? દેહ તો ભૌતિક વસ્તુ છે. ભૌતિક ઉપાયોથી પણ દેહ એવો કરી શકાય!"

રાજાએ પૂછયું: "બાહ્યોપચારથી દેહનો વર્ણ બદલાવી શકાય ખરો?"

"હા, એવા ઉપચારો હોય છે. કેટલાક ગુરુઓ ધર્મમાં શ્રદ્ધા બેસાડવા એવાં કામમાં પડે છે, પણ એ સર્વ અવળા રસ્તા છે."

બુદ્ધિવિજયે બહુ જ ધ્યાનથી આ બધું સાંભળ્યું. જ્યોતિષના ઘણાએ ગ્રંથો ભંડારમાં હતા, પણ ગુરુએ તે ભણવાની ના પાડી હતી. પણ આ બાહ્યોપચારનો એક જ નુસખો મળી જાય તો ઘણો ચમત્કાર કરી બતાવાય! તેનો જિનશાસનનો પ્રચાર કરવામાં ઉપયોગ કરી શકાય! અનેક રાજ્યો ઉપર સત્તા બેસાડી શકાય!

બુદ્ધિવિજયની બધી સ્વાર્થી મહેચ્છાઓએ જિનશાસનના પ્રચારનું રૂપ લીધું. ઉપવાસ દરમ્યાન પોતાના જીવનધ્યેયને અનુકૂળ જીવન ઘડવા તેણે મહાન નિશ્ચય કર્યો. ઉપવાસ પછી પંદરેક દિવસે ગુરુ, બુદ્ધિવિજય અને પોતા પાસે ભણતા બીજા કેટલાક સાધુઓ સાથે વિહાર કરી ગયા. કીર્તિના પ્રદેશથી દૂર લઈ જવાથી શિષ્યને ફાયદો થશે એમ તેમણે માન્યું. અને બુદ્ધિવિજયના વર્તનમાં તેમને ખરેખર ફેર

દેખાયો. હવે તેણે ટાપટીપ છોડી દીધી હતી અને શાસ્ત્રાધ્યયન ઉપર તે વધારે ધ્યાન આપતો હતો. ગુરુની સેવા પણ તે વધારે નિષ્ઠાથી કરવા લાગ્યો હતો. એક દિવસ બુદ્ધિવિજય ગુરુની ઉપચર્યા કરતાં કંઈક વિચારમાં પડી ગયો ત્યારે ગુરુએ પૂછ્યું : "કેમ, શા વિચારમાં પડી ગયા છો ?"

"જી, આપનાં વચનોનું મનન કરું છું."

"કયાં વચનો ?"

"નહિ, આપે તે દિવસે મહારાજાની સાથેની વાતચીતમાં કહેલાં! આપે તો વાતચીતમાં કહેલાં પણ સંયમધર્મનો બધો ઉપદેશ એટલામાં આવી જાય છે. આપે ડૂબકી મારવાની અને તરવાની વાત કરી તે બરાબર છે! કેવું સુંદર દૃષ્ટાંત!"

અહિત કરનાર તરફ ક્રોધ ન કરવો એ દુષ્કર છે, પણ ક્રોધ પણ જીતી શકાય છે. ખુશામત જીતી શકાતી નથી! ગુરુ બુદ્ધિવિજય ઉપર પ્રસન્ન થઈ ગયા. ધીમે ધીમે તેના તરફ મમતા વધી. ધીમે ધીમે બુદ્ધિવિજયને તેમણે સર્વ છૂટ આપી. આખો પુસ્તકભંડાર હવે તેને માટે ખુલ્લો હતો. ગુરુએ વાંચેલી જ પોથીઓ વાંચવા તેણે લાડથી માગણી કરી અને ગુરુએ પોતે વાંચેલી પોથીઓ ભંડારમાં ક્યાં છે તે બતાવી. તે એક એક પોથી ખોલી જોઈ ગયો. તેમાંની એકમાંથી તેને સુવર્ણવર્ણપ્રયોગનાં ચાર પાનાં મળ્યાં. એ એ જ પ્રયોગ હતો. તે છાનોમાનો એ પ્રયોગ અનેક વાર વાંચી ગયો. અનેક ગ્રંથો અને કોષોના આધારે તે બધું સમજી ગયો, માત્ર એક શબ્દ તેને ન સમજાયો. 'આ આટવિક એટલે શું?' સાધારણ અર્થ તો 'જંગલનો માણસ' પણ એ અર્થ અહીં બેસતો નહોતો જ! તેણે ગુરુ પાસે કોષગ્રંથનું અધ્યયન શરૂ કર્યું. થોડા જ દિવસમાં આટવિક શબ્દ આવ્યો. ગુરુને પૂછ્યો. ગુરુએ કહ્યું, આટવિક એટલે જંગલમાં રહેનારા—જંગલના રાજા, ઠાકરડા એ અર્થ પણ થાય. પણ એ અર્થ પ્રસિદ્ધ હતો,

અને એ પેલા નુસખામાં બેસતો નહોતો. તેણે પ્રશ્ન કર્યો : "કોઈ જગાએ એક રાજાના પ્રતાપના વર્ણનમાં વાંચ્યું છે કે તેણે આટવિકોને આટવિકોની પેઠે બાળ્યા ! ત્યાં બીજા આટવિકનો અર્થ શો ?"

"સાહિત્યમાં આવો શબ્દ પહેલી જ વાર હું સાંભળું છું. પણ અર્થ સ્પષ્ટ છે. બીજા આટવિકનો અર્થ જેને અડાયું છાણું કહીએ છીએ તે. ત્યાં ગોમય શબ્દ ઉમેરી લેવાનો છે. રસના ગ્રંથોમાં ગોપન માટે આ પ્રમાણે નામ અનુક્ત રાખે છે."

"રસ એટલે ?"

"રસાયન શાસ્ત્ર, વૈદકનો રસાયનવિભાગ."

બુદ્ધિવિજયનો ચહેરો એકદમ પ્રફુલ્લિત થઈ ગયો. તપોવિજય તે જોઈ ગયા. તેમણે તરત પૂછ્યું : "કયા ગ્રંથમાં આટવિકનો આવો પ્રયોગ તમે જોયેલો ?"

"મહારાજ, યાદ નથી. કદાચ મહાભારતમાં વાંચ્યો હશે કે કોઈ બીજા પુરાણમાં."

પુરાણોનું નામ દીધું એટલે હવે બતાવો જોઈએ એમ કહેવાપણું રહ્યું નહિ.

ગુરુ તત્ક્ષણ દૃઢ પગલે ઊઠ્યા. બુદ્ધિવિજયને ત્યાં જ રાખી બીજા બે શિષ્યોને સાથે લઈ ગ્રંથભંડારમાં ગયા. જેટલાં જેટલાં જ્યોતિષનાં અને વૈદક ચમત્કારનાં પુસ્તકો હતાં તે બધાં જાતે કાઢી કાઢી તેનો એક ખડકલો કર્યો. પોતાના જ અંગ ઉપરનું વસ્ત્ર કાઢી તેમાં બધાં બાંધ્યાં ને શિષ્ય પાસે ઉપડાવી બહાર લઈ ગયા. વહોરાઈ ગયેલા અગ્રાહ્ય પદાર્થની પેઠે એ બધા ગ્રંથોને દૂર જમીનમાં ઊંડો ખાડો ખોદી ભંડારાવ્યા. બુદ્ધિવિજયે શોક અને પશ્ચાત્તાપની મુદ્રા ધારણ કરી છતાં તેની આંખમાં ગુરુ એક પ્રકારનો વિજય પારખી ગયા, — બુદ્ધિવિજયને આખો નુસખો મોઢે હતો ! — પણ કાંઈ બોલ્યા નહિ.

તે દિવસથી તપોવિજયજીની પ્રકૃતિ લથડવા માંડી. તેમને એકદમ વાર્ધક્ય આવ્યું. તેમને કશામાં રસ ન રહ્યો. જાણે, ન સુધરી શકે એવી કોઈ મહાન ભૂલ થઈ હોય, આખું જીવન હારી બેઠા હોય, તેવી નિરાશામાં તેઓ કળતા ગયા. બુદ્ધિવિજયે તેમની અદ્‌ભુત સેવા કરી. તેની સેવા શહેરમાં, રાજકુલમાં જ નહિ પણ આખા જૈન સંઘમાં વખણાવા માંડી. સૌને લાગ્યું કે તપોવિજયજી પોતાની પછી તેને જ આચાર્ય પદે સ્થાપશે. પણ એ આશા ફળીભૂત થવાનાં કાંઈ ચિહ્નો દેખાયાં નહિ. ધીમેધીમે લોકોએ તેનું કારણ તપોવિજયજીનું વાર્ધક્ય અને તજ્જન્ય બુદ્ધિમંદતા માની, અને બુદ્ધિવિજય તરફનો સર્વનો પક્ષપાત તેથી વધતો ગયો.

ગુરુનો અંત પાસે આવતો દેખાયો. તપોવિજયજી તદ્દન ક્ષીણ થઈ ગયા. તેમનું આખું શરીર તદ્દન નિસ્તેજ થઈ ગયું — માત્ર આંખોમાં જૂનો ચમકારો અને તે સાથે અગાધ તિરસ્કાર, ઘૃણા અને નિરાશા દેખાતાં હતાં.

છેલ્લા દિવસોમાં તેઓ અવાચક થઈ ગયા. બુદ્ધિવિજયે આજ સુધી ગુરુની સેવા કરવામાં કશી કચાશ રાખી નહોતી. એ સેવાથી ગુરુ પ્રસન્ન થઈ કોઈ નુસખો કહેતા જશે, છેવટે પોતાની પછી આચાર્ય-પદવી માટે ભલામણ કરતા જશે એવી તો આશા હતી જ, પણ ગુરુ તો અવાચક થઈ ગયા! જોકે શુદ્ધિમાં હતા. અનેક વાસનાઓની મબમ તૃપ્તિની આશાએ બુદ્ધિવિજયે રાજવૈદ્યની માત્રા આપી ગુરુને બોલતા કરવા પોતાના સહાધ્યાયીઓને કહ્યું, પણ બધાઓએ આવા નિઃસ્પૃહ અને વીતરાગ ગુરુને કંઈ કહેવાનું હોય જ નહિ એમ કહી નકામો ત્રાસ આપવા ના કહી. પણ બુદ્ધિવિજયે માન્યું નહિ. એણે બધાના દેખતાં છેવટે ગુરુને જગતના કલ્યાણ અર્થે અને શિષ્યોના આશીર્વાદ માટે કંઈક વચન કહી શકાય માટે માત્રા લેવા ગુરુને વીનવ્યા. બધાઓને નવાઈ લાગી કે ગુરુએ હા કહી. માત્રા મગાવી.

આથી ઉત્સાહમાં આવી બુદ્ધિવિજયે ફરી પૂછ્યું કે બધાને કંઈ કહેવાનું છે કે માત્ર પોતાને જ; અને ગુરુએ નિશાની કરી કે માત્ર તેને જ કંઈ કહેવાનું છે. શિષ્યોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, અને બુદ્ધિવિજય માટે તેમનો આદર ઘણો વધી ગયો. એકાન્તમાં બુદ્ધિવિજય માત્રા આપી, ગુરુનું વાક્ય સાંભળવા હાથ જોડી ઊભો રહ્યો. ગુરુએ માત્ર એક જ વાક્ય કહી પ્રાણ છોડયા. "પેલો આટવિકપ્રયોગ કદી ન કરતો."

બુદ્ધિવિજય માથે વજ્ર પડયું હોય એવો સ્તબ્ધ થઈ ગયો. આટલી સેવા છતાં કેટલો દ્વેષ! કેટલી ઈર્ષા! સુવર્ણપ્રયોગને બદલે આટવિક કહી કેવું મહેણું માર્યું! મરતાં મરતાં પણ કેવો ઘા કર્યો! અને બુદ્ધિવિજયને એટલો કાળ ચઢ્યો કે એ મરણ પામેલા માણસનું પણ તેણે મનના અંધારા ખૂણામાં એક સાથે સોવાર ખૂન કર્યું. પણ તે ગમ ખાઈ ગયો. ગુરુ નીચે આટલાં વરસ રહી, તેણે બીજી નહિ તો સ્વસ્થ મુદ્રા ધારણ કરવાની સાધના કરી લીધી હતી, અને એવી સ્થિતિમાં પણ તેની બુદ્ધિએ એક મહેચ્છાના વિનાશમાંથી બીજીનું સાધન મેળવી લીધું. ગુરુ પાસેથી બહાર આવતાં સહાધ્યાયીઓએ ગુરુએ શું કહ્યું તે પૂછતાં, તેણે ઘણી આનાકાની કરી, છેવટે કહ્યું: "જો બધાઓ આચાર્યપદ આપવા ઇચ્છા બતાવે તો ના ન પાડતો."

"તે તમે ના પાડેલી હતી?"

"તેમણે અનેકવાર કહેલું અને મેં દર વખત ના કહેલી."

બુદ્ધિવિજયને આચાર્યપદ મળતાં વાર ન લાગી. હવે તેણે બધા રાજાઓના દરબારમાં પોતાનું ગુરુપદ સ્થાપન કરવા અને જિનશાસન પ્રસારવા અનેક પ્રયત્નો કરવા માંડયા. જ્યોતિષના ગ્રંથો મંગાવી શાસ્ત્રીઓ રાખી તે શીખી ગયો અને ફલજ્યોતિષથી સર્વને ચકિત કરવા લાગ્યો. અનેક રાજ્યોમાં તેણે પોતાનું વર્ચસ્વ સ્થાપ્યું. માત્ર

છેવટનો પેલો નુસખો કોઈ જગાએ કરવાની તે રાહ જોતો હતો. તેની પણ તેને તક મળી ગઈ. દક્ષિણનું એક મહાન રાજ્ય ચુસ્ત શિવમાર્ગી હતું, અને જૈનોને ત્યાં સોસવું પડતું. તેનો એકનો એક કુંવર અતિશય કાળો હતો. તેણે ત્યાં ચાતુર્માસ નિવાસ કર્યો. તે દરમ્યાન, પોતાની ચમત્કારક શક્તિઓનો કુશળતાથી પ્રચાર કરાવ્યો, અને છેવટે રાજાને પોતાના ષડ્યંત્રમાં લીધો. પાટવી કુંવરનો વર્ણ તપ્તસુવર્ણ જેવો થાય તો રાજાએ જૈન ધર્મ સ્વીકારવો, એમ નક્કી થયું. આ વિજય કરીને બુદ્ધિવિજયની યોજના ઉજ્જયિનીમાં જિન-શાસન સ્થાપવાની હતી. ચાતુર્માસ કરીને તે ઊપડે, ઉજ્જયિની પહોંચે, ત્યાંનું મહાજન સામૈયું કરી તેને લઈ જાય, ત્યાં એક બે દિવસમાં દક્ષિણના મહારાજ્યના દીવાન અને અન્ય દરબારીઓ, ઉજ્જયિનીના રાજાના મહેમાન થઈ પોતાને ખબર કરવા આવે, એ પ્રમાણે તેણે પ્રયોગનો દિવસ જ્યોતિષ જોઈને ગોઠવ્યો. પ્રયોગ તેને મોઢે હતો જ. એકેએક હકીકત તેણે રાજાને બરાબર લખાવી, દીવાનને સમજાવી, કુંવરને હિંમત આપી કહે તે પ્રમાણે કરવા સમજાવ્યું, અને નિયત દિવસે પ્રયોગ શરૂ કરવાનું, અને પછી તેના ખબર ઉજ્જયિની મોક-લવાનું ફરી કહી ચાતુર્માસ પૂરા થયે તેણે ઉજ્જયિની તરફ પ્રસ્થાન કર્યું.

નિયત કરેલે દિવસે રાજા અને દીવાને મહેલમાં કુંવરના પ્રયોગ માટે સ્થાન નક્કી કર્યું. નાહવાનું પાણી તૈયાર કરવાની એક જગા નક્કી કરી, પાણી ગરમ થાય એટલે તેમાં નાખવાની પડીકી કુંવરને સોંપી. એ પાણીથી કુંવરે નવસ્ત્રાં થઈ નાહવાનું હતું. નાહતાં જરા પણ જગા કોરી ન રહી જાય. પડીકી નાંખવાનું અને નાહવાનું કુંવરે જાતે જ કરવાનું હતું, કારણકે નાહતાં અને નાહ્યા પછી બે પ્રહર સુધી એ નાહવાની જગાથી હજાર વામ સુધી કોઈ માણસે ત્યાં રહેવાનું નહોતું. પ્રયોગની વિચિત્રતા એ હતી કે નાહવાની જગાની પાસે જ એક પુરુષપુર લાંબો અડાયાં છાણાંનો આટ કરી,

સળગાવી, તેની રાખ માંડમાંડ સહન કરી શકાય એટલી ગરમગરમ હોય કે તરત નાહવાનું શરૂ કરવાનું હતું. કુંવરે પોતે જ એ આટમાં ત્રણ જગાએ આંગળી ખોસી પછી નાહવા બેસવાનું હતું.

ફરતી હજાર વામ દૂર સિપાઈઓની ચોકી ગોઠવાઈ ગઈ. એટલા ભાગમાં કોઈએ હાજર રહેવાનું નહોતું. મહારાજાએ પણ હાજર રહેવાનું નહોતું, પણ એકનો એક દીકરો, બાપનો જીવ કેમ રહે ? બુદ્ધિવિજય ત્યાં હોત તો તેના પ્રભાવથી કદાચ રાજા દૂર રહેત, પણ અત્યારે તો એ એક વાત તે માની શકયો નહિ. કુંવરથી પણ છાનો તે કુંવરને દેખી શકે તેમ નજીકમાં સંતાઈ રહ્યો, અને પ્રયોગ જોવા લાગ્યો.

કુંવરે કહ્યા પ્રમાણે વસ્ત્રો ઉતાર્યાં, પેલા અડાયાં છાણાંના આટમાં ત્રણ જગાએ આંગળી ખોસી જોઈ, પાણીમાં પડીકી નાંખી, પાણી હલાવી અંદર મેળવી દીધી. બધું પાણી ઘડીકમાં લીલું બની ગયું. કુંવર જરા ડર્યો પણ પછી નાહવા લાગ્યો. કયાંઈ કોરો ન રહી જાય એવી સૂચના મહારાજાને બોલવાનું મન થઈ ગયું. પણ કુંવર બરાબર આખે શરીરે નાહતો હતો. બધે પાણીએ નાહી રહ્યા પછી ખુલ્લાં બેસી રહી કોરા થવાનું હતું. ધીમે ધીમે બધેથી જરાજરા પાણી સુકાયું અને કુંવરે કાળી ચીસ નાંખી! એકદમ શરીર ખંજોળવા લાગ્યો, અને ચેળ સહન ન થતાં, તેણે પેલી ગરમગરમ અડાયાંની રાખમાં પડી આળોટવા માંડયું. ઘડીમાં તે બેભાન થઈ ગયો.

રાજા એકદમ દોડતો આવ્યો. તેણે કુંવરને બૂમ ઉપર બૂમ પાડી બોલાવવા માંડયો, પણ કુંવર મરેલા જેવો પડયો હતો. તેણે કુંવરના શરીરને હાથ અડાડી જોયો તો તેનો હાથ ખૂબ ચચરવા લાગ્યો. ભયમાં ને ભયમાં તેણે ચોકીદારોને બૂમ પાડી, પણ કોઈએ તેનો અવાજ સાંભળ્યો નહિ. ચોકીદારો તરફ દોડી જઈ તેણે રાજ-વૈદ્યને બોલાવવા કહ્યું. તે ફરી કુંવર પાસે દોડી ગયો. ફરી તેણે

અડી જોયું તો કુંવરનું શરીર તેને ટાઢું પડતું લાગ્યું. તે ફરી ચોકિયાતો તરફ દોડયો. રાજવૈદ્ય માટે પૂછયું તો જવાબ મળ્યો કે તે બહારગામ ગયેલ છે. તેણે ત્યાંને ત્યાં ત્રણ સૌથી સારા ઘોડાવાળા સવારોને બોલાવવા કહ્યું. ચોકિયાતોમાંથી કોઈ બોલાવવા ગયા અને બાકીનાનું ટોળું કુંવરની આસપાસ જમા થયું.

રાજા ભયથી ગાંડો થઈ બૂમો મારતો હતો, અને પેલા ત્રણ ઘોડેસવારો આવ્યા તેમને દડમજલ દોડતાં જઈ, બુદ્ધિવિજયનું માથું કાપી લઈ આવવા હુકમ કર્યો. રાજવૈદ્યને આવતાં એકાદ પ્રહર થઈ ગયો. તેણે આવીને આશ્વાસન આપ્યું. બધી હકીકત જાણી લીધી. વૈદ્યે કુંવરને શરીરે હાથ ફેરવ્યો. કુંવરને પસીનો વળતો હતો તેને લીધે શરીર ઠંડુ લાગતું હતું. તેની નાડ બરાબર ચાલતી હતી. તેને અડતાં હવે હાથ પણ ચચરતો નહતો. થોડીવારે કુંવર શુદ્ધિમાં આવતો હોય એમ લાગ્યું. તેને ધીમે રહીને મહેલમાં સુવાર્યો. બે પ્રહરે તે શુદ્ધિમાં આવ્યો અને તેણે ઊંઘી જવા કહ્યું. રાજવૈદ્યે હેમક્ષેમનો અભિપ્રાય આપ્યો અને સૌ વીખરાવા લાગ્યું. ત્યારે રાજાને પેલા ત્રણ સવારો મોકલ્યાનું યાદ આવ્યું. તેણે દીવાનને વાત કરી. પણ હવે રાત પડવા આવી હતી. બીજા કોઈ સવારો પહેલાને પકડી પાડી શકે એમ હતું નહિ. માત્ર રાજસાંઢણી જ હવે તેને પહોંચી શકે, પણ તેના પર રાજા સિવાય કોઈથી બેસાય નહિ! રાજાએ તરત જાતે નીકળી ઘોડેસવારોને પહોંચી જવા ઇચ્છા દર્શાવી, પણ બધા દરબારીઓએ રાત પડી હતી માટે સવારે જવા, સવાર સુધીમાં કેમ રહે છે તે જોવા સલાહ આપી, અને ગુરુના આયુષ્યની ચિંતાનું, સાંઢણીનાં વખાણ કરી, પહોંચી જવાની ખાત્રી આપી, નિવારણ કર્યું.

રાત્રે બધા જોઈ શકયા કે કુંવર તદ્દન હોશમાં હતો, અને ધીમે ધીમે તેની ઉપરની ચામડી ઊતરતી જતી હતી અને નીચેથી નવી સારી ચામડી આવતી જતી હતી. સવારે રાજા પોતાની સાંઢણી ઉપર એક હોશિયાર સવાર લઈ એકલો નીકળી પડયો.

બુદ્ધિવિજયને ઉજ્જયિની એકાદ મજલ દૂર હતી, ત્યાં તેણે દક્ષિણના રાજ્યના ત્રણ સવારોને મારતે ઘોડે આવતા જોયા. હજી આ સવારો એક બે દિવસ વહેલા કેમ આવ્યા, એમ વિચાર કરે છે ત્યાં તો તેને સવારોએ પડકારી ઊભો રાખ્યો. ઘોડા ઉપરથી ઊતરી બધા તલવાર તાણી ઊભા રહ્યા. બુદ્ધિવિજય હામ હાર્યો નહિ. તેણે કુંવરના, રાજ્યના ખબર પૂછવા માંડયા, અને મહારાજાએ શા માટે દેહાન્તની શિક્ષા કરી તેનું કારણ એટલી કુનેહ અને નમ્રતાથી પૂછ્યું કે સવારો પોતે એને શા માટે મારવો તેના વિચારમાં પડી ગયા. આ રીતે એક બે પ્રહરો તે વાત લંબાવી શકયો, પોતે નાસવાનો નથી, મરવાથી ડરતો નથી એમ બતાવી, રાહ જોવા સવારોને લલચાવી શકયો. પણ ત્રીજા જ પહોરે સવારોએ દૂરથી સાંઢણી જોઈ. સાંઢણી અને રાજાને ઓળખ્યો. રાજા પોતે હુકમના અમલની ખાત્રી કરવા આવે છે એ વિચારથી બહેબાકળા થઈ, તેઓએ એક સાથે અનેક ઘા મારી બુદ્ધિવિજયને પૂરો કર્યો.

અનેક મહત્ત્વાકાંક્ષાઓ, વિજયની યોજનાઓ, તર્કો, લોહી સાથે તેના દેહમાંથી નીકળી, ધૂળમાં ભળી ગયાં અને તેનું કશું ચિહ્ન રહ્યું નહિ!

# કેશવરામ

**બપોર** થવા આવ્યા ત્યાં સુધી પતિ ન આવ્યો, એટલે ગિરજા ફરીવાર ફળિયામાં જઈ લાંબી નજર નાંખી આવી. આજે તેણે પતિને ભાવતી રસોઈ કરી હતી, ખીર રોટલી અને વડાં. વડાં ગરમ ગરમ ખવરાવી શકાય માટે તેણે દાળ વાટીને રાખી મેલી હતી. પણ હજી કેશવરામ ન આવ્યા. તેણે વિચાર્યું કે કૂવે કદાચ ખેડૂત સાથે વાત કરવા રોકાયા હશે. એ કૂવો યાદ આવતાં તેને પોતાનું પૂર્વ જીવન પણ યાદ આવ્યું. ગામમાં પેસતાં તેમણે એ કૂવે બેસી ભાતું ખાધું હતું. કેશવરામ કાશીએથી ભણીને આવ્યા અને વિદ્વાન જોઈ પિતાએ તેને ચાંદલો કર્યો ને થોડા દિવસમાં જ મામાનું નિર્વંશ જતાં આ ગામનાં ઘરખોરડાં ગરાસ આવસત્થ બધું તેમને વારસામાં મળ્યું. બન્ને ગાડામાં બેસી આવતાં હતાં ત્યાં રસ્તામાં ગામનો જ માણસ મળી ગયો. તેણે ઓળખાણ કરી, પોતાના ગામના ભાણેજ અને હવે તો રહેવા આવનાર કેશવરામ તરફ બહુ ભાવ દેખાડ્યો, સદ્‌ગત મામાનાં વખાણ કર્યાં, ગામનાં વખાણ કર્યાં, ગામમાં પહેલાં જ જાઓ છો તે ભૂખ્યે પેટે નવા ગામમાં ન જઈએ કહી કૂવે ભાતું ખાવા બેસાર્યાં, ત્યારે તેણે કહેલું કે ગરાસ તો બહુ સારો છે પણ કોણ જાણે કેમ કોઈનો વંશ રહેતો નથી. ત્રણ પેઢીથી તો વારસો ભાણેજોને જાય છે એ હું જોતો આવું છું. કૂવો ઘણો રળિયામણો હતો. આસપાસના સૌંદર્યની ગિરજાના મન પર અદ્‌ભુત મંગળ અસર

યેલી ત્યાં આ સાંભળી તેને ઘણો આઘાત લાગેલો. અને અત્યાર સુધી તો તે સાચું પડ્યું હતું. ગિરજાની ઉંમર બહુ મોટી નહોતી ઈ ગઈ, પણ તેની સમોવડ બેનપણીઓની આંગળીએ ત્રણત્રણ ોકરાં હતાં ત્યારે ગિરજાને કાંઈ નહોતું. પતિનો અદ્વિતીય સ્નેહ, ુખસંપત્તિ બધું હતું છતાં છોકરાં નહોતાં. અનેકવાર તેણે પતિને રી પરણવા કહેલું પણ કેશવરામે તે હસી કાઢેલું. ' ન પરણો તો, ારે ભૈરવની ઉપાસના છે, અનુષ્ઠાન કરી પુત્ર માગો.' તેણે આ ાત પીરસતાં પીરસતાં, રાતે પરથારે બેસી વાતો કરતાં, કોઈવાર ની સાથે ખેતરે જતાં, એમ અનેકવાર કરેલી પણ સકામ ઉપાસના-ી કોઈનું સારું થતું નથી એ એક જ જવાબ તેણે હંમેશાં આપેલો. આમ અનેક કોડથી આશાનિરાશા વચ્ચે ઝોલા ખાતાં તે ણે કાળમાં ફરતી હતી. પતિને અનુષ્ઠાન માટે ફરી વીનવવા તેનામાં અજ્ઞાત સંકલ્પ પણ થયો. એટલામાં દૂરથી તેણે કેશવરામનાં પગલાં ાંભળ્યાં. ઊભી થઈ સામે જાય છે એટલામાં કેશવરામ ઘરમાં આવ્યો. ારે માટે ક્યારની રાહ જોઈ વડાંની દાળ લઈ બેસી રહી છું એ ાક્ય પૂરું બોલે તે પહેલાં તો કેશવરામે કહ્યુંઃ "હું માત્ર દૂધ જ લઈશ. ું ઉપર જાઉં છું. તું ત્યાંથી આપણી પથારીઓ ઉપાડી નીચે લઈ આવ. તું નીચે જ સૂજે. મારાં પંચપાત્ર, દર્ભાસન, કુંડ, નીચેથી થોડાં અડાયાં છાણાં, પંચગવ્ય, મધ, જવ, તલ, સમિધ, થોડા ઘઉં, ઘડદ, મારો મોટો પાટલો, બધું ઉપર મેલ. કોઈને ઉપર આવવા ઈશ નહિ. તું પણ ઉપર ન આવતી."

"કેટલા દિવસ?"

"અગિયાર દિવસ."

પતિએ જમવાની વાત ઠેલી તે ગિરજાને ગમ્યું નહિ, પણ અનુષ્ઠાન કરી પોતાની કામના પૂર્ણ કરશે એ આશાએ એ ાંઈ બોલી નહિ. પોતાને માટે જ અનુષ્ઠાન થાય છે એવી લગભગ

ખાત્રી છતાં તેને પૂછવાનું મન થયું, પણ કશું પૂછી શકાય એવો કેશવરામનો સ્વભાવ નહોતો. એક વાત મનમાં આવે પછી તેનું મન શિકારી કૂતરો શિકારની ગંધે દોડે એટલા વેગથી દોડતું. જે કંઈ વસ્તુ તેની હડફેટમાં આવે તે પડી જતી. એટલે ગિરજાએ કંઈ પણ પૂછ્યા વિના પોતાની આશામાં જ બધી તૈયારી કરવા માંડી.

પણ ઉપાસનાના ત્વરિત નિર્ણયનું કારણ જુદું જ હતું. કેશવરામ સવારે સંધ્યાપૂજાથી પરવારી હોમને માટે સમિધ લેવા ગયો હતો. સમિધ લઈ પાછો ફરવાનો વિચાર કરતો હતો ત્યાં દૂર તેણે પોતાનો દૂરનો મામો રાઘવ ભટ્ટ દીઠો. તે ઔષધનાં મૂળિયાં લેવા આવેલો હતો.

"કેમ, આટલા દહાડાથી દેખાતા નથી?"

"કેમ દેખાતા નથી, તે નથી જાણતો? અજાણ થઈને મને પૂછે છે! આ તો ઠીક છે એકલ ગામમાં રહો છો એટલે નભે છે, પણ અમારાથી તો કોઈને મોં પણ બતાવાતું નથી."

"કેમ મામા, આમ બોલો છો? એકલ ગામમાં છું તેમાં કોઈનું શું ગયું?"

"અલ્યા, મારી પાસે પાછો ચાલાકી કરે છે?"

"મામા, ખરેખર કશું નથી જાણતો!"

"નથી જાણતો, તે નહિ આ નન્દીગઢના રાજાને ત્યાં મોટો યજ્ઞ થયો તેમાં આમન્ત્રણ મળ્યું હોય? નાતમાં ઘર દીઠ આમંત્રણ હતું, તને હતું?"

કેશવરામ તેને માંડમાંડ સમજાવી શક્યો કે પોતે કશું જ જાણતો નહોતો અને ત્યારે જ તેણે 'આવો અહીં બેસીએ' કહી ઝાડ નીચે બેસી વાત કરવા માંડી.

"મહારાજાએ અને દીવાને કોઈને ટાળવો નહિ કહી, ઘરદીઠ એક બ્રાહ્મણ તો ગમે તેવો અભણ હોય તોય બોલાવવો એવો નિશ્ચય

કર્યો. સાથે કીલાભટ હતા, હું હતો, એમ એક બે વિદ્વાન બ્રાહ્મણો હતા. કીલાભટે ટાપશી પૂરી કે હા, અભણ હશે તોય છેવટ માળા ફેરવશે ને છાણું ભાંગવામાંથી નહિ જાય. તું જાણે છે તો ખરો, એને વાત કેવી કરતાં આવડે છે. પછી મુખ્ય કામ કરવા કોને કોને બોલાવવા એ વાત નીકળી, ત્યારે તારું નામ આવ્યું. ત્યારે કીલાભટે કહ્યુંઃ "મહારાજ બોલાવવો હોય તો બોલાવો. હા, વિદ્વાન છે, કાશીએ જઈને ભણી આવ્યો છે, ઘેર આવસત્થ છે, ઘડીભર ગમે એવા વિદ્વાનનેય કાન પકડાવે એવો છે, પણ એને બોલાવશો તો બીજા કોઈ બ્રાહ્મણો ઊભા નહિ રહે. પછી તમારે કરવું હોય એમ કરો." દીવાને પૂછ્યું, "કેમ એમ કહો છો મહારાજ?" તો કહે, "મહારાજ, પૂછવામાં માલ નથી. ગમે એવો તોય બ્રાહ્મણનો દીકરો છે. એના ઘરમાં પાંચ પૈસા જશે તો હુંય રાજી છું, પણ આ તો યજ્ઞનું કામ રહ્યું એટલે કહું છું." "પણ કારણ શું?" કહો કહો એમ સૌએ કહેતાં કહે, "મહારાજ, બ્રાહ્મણના દીકરાનું મારી પાસે શા સારુ બોલાવો છો?" મારો બેટો એમ કહી કહીને વાતનો કસ ચઢાવતો જાય હોં, અને પછી કહે, "વાત તો એમ બની કે એક દી સવારમાં નદીએ નાહીને ઘર તરફ જતો હતો. હાથમાં મોટો લોટો, ખભે ધોયેલાં બે ત્રણ કપડાં લઈને ગામ વચ્ચે થઈને જતો હતો. પાછળ પાછળ એક વાઘરણ ચાલી જાય. તે ચોરા આગળથી વળીને જાય છે એવો વાઘરણે પડકાર્યો. 'મહારાજ, મારું કાપડું આપતા જાઓ કે, ક્યારની કહું છું સાંભળતા નથી!' એ...ચોરાના ગરાસિયાએ સાંભળ્યું. ને ઝાઝું કહેવામાં માલ નથી. ખભે ધોતિયાં હતાં એ ઉકેલ્યાં તો મહીંથી ડબક દેતુંને કાપડું નીકળી પડ્યું! મહારાજ કાનને દોષ છે હોં, હું કાંઈ નજરે જોવા નથી ગયો."

કેશવરામ હાથમાં સળી લઈ જમીન ઊપર લીટા કાઢતો કાઢતો સાંભળતો હતો. તેણે સામું જોયું! "મામા, તમે પણ કાંઈ ન બોલ્યા?" "પાછો એવું બોલે છે? કીલાભટ બોલતા હોય ને મારાથી વચમાં

બોલાય ? દરબારમાંથી મારો પગ જ કાઢી નાંખે ના ! ઈ તો લાગે આવ્યું લાકડું સૌ ભાંગે. તેં આ ગરાસ ન લીધો હોત તો એને જાત ને ! હું તો કહેતો હતો કે એવું ઉછેદિયું લેવામાં સાર નહિ. ”

કેશવરામે કહ્યુંઃ “ મામા એને એકલાને ન જાત, તમને ય જાત. બન્ને સરખી પેઢીએ થાઓ ના ! ” રાઘવ ભટ્ટ જરા ગભરાયો ખરો. “ માળા, આવું બોલ છ ? તને વાત કરી ત્યારે મને વળગ છ ? દુનિયામાં કોઈને કહ્યામાં સાર જ નથી. લે મોડું થાય છે. હું હવે જઈશ. પણ માળો, બ્રાહ્મણના દીકરાનું ભૂંડું બોલે એનું સારું ન થાય, એમ કહેતો જાય, ને બોલતો જાય હોં. ”

“ તે મામા એનું નહિ જ સારું થાય. અને હવેથી તમે સુખેથી એનો ને મારો બન્નેનો ગરાસ ખાજો. ”

“ અલ્યા, તું તો સમજતો જ નથી. આ તો મારે મોઢે બોલ્યો એ બોલ્યો, બીજાને કહીશ, તો લોકો તો કેવા છે ?—અહીંનું અહીં સળગાવે ને બે ઘડી જુએ. ” કહી ભટ્ટજી નાઠા તે સામું જોવા ઊભા ન રહ્યા. પણ એ પોતે જ અહીંનું અહીં સળગાવે એવા હતા. ફીલા ભટને મળીને કેશવરામે તમારું સારું નહિ થાય એમ કહ્યું છે અને તે સંબંધી અનેક તર્કો કહી આવ્યા ત્યારે જ તેમને જંપ વળ્યો.

નવ દિવસ સુધી, મોટા પરોડે ઊઠી, કેશવરામ, નદીએ જઈ સ્નાન કરી આવે, તે સિવાય નીચે ઊતર્યો જ નહિ. હમેશાં ગિરજા બપોરના દાદર ઉપર ઊભી રહી ઊંચો હાથ કરી દૂધ મૂકી જાય અને પહોરેક પછી લઈ જાય તે સિવાય તે પગથિયાં ઉપર પગ પણ મૂકતી નહિ. દસમે દિવસે તે બે વાર દૂધનો પ્યાલો લેવા ચડી પણ દૂધ જેમનું તેમ પડેલું હતું. બપોરે ગાય વહેલી દોહી તે ફરી તાજું દૂધ મૂકી આવી, તે ઠેઠ રાતે અરધું પીધેલું પાછું લઈ આવી. અગિયારમે દિવસે તો રાત સુધી દૂધ પીધા વિનાનું જ પડેલું મળ્યું.

ગિરજાને ઊંઘ ન આવી. ઉપર કેશવરામ જાગતો જ હતો. જુદાં જુદાં દ્રવ્યો હોમાયાની વાસ આવ્યા જ કરતી હતી. ગિરજા મધરાતે ફરી દૂધ જોવા ધીમેથી દાદર ચડી. ધીમેથી હાથ ઊંચો કરી દૂધના વાસણને અડાડવા જાય છે ત્યાં તેણે કેશવરામનો અવાજ સાંભળ્યો.

"ફીલાભટ્ટને એનું જુઠ્ઠાણું રુંવે રુંવે ફૂટી નીકળે. અને એ રિબાઈ રિબાઈને મરે. હવે બસ. જા અદૃશ્ય થા."

ગિરજાએ એ સાંભળ્યું. ઉપરથી વજ્ર પડ્યું હોય એમ તે દાદરથી લથડીને ધબ્બ દઈને નીચે પડી. કેશવરામે દોડતાં દાદર ઊતરી તેને ખોળામાં લીધી. મોંએ, શરીરે પંપાળી, ધીમેથી નીચે મૂકી, પાણી લાવી, ફરી ખોળામાં લઈ તેના મોં પર ધીમો પાણીનો છંટકાવ કર્યો. ધીમે ધીમે ગિરજા શુદ્ધિમાં આવી. તેણે આંખો ઉઘાડી અને જાણે કોઈ અજાણ્યાને જોતી હોય તેમ કેશવરામ તરફ જોયું. કેશવરામે ફરી પંપાળી આશ્વાસન આપ્યું. અને બરાબર શુદ્ધિમાં આવી ત્યારે તેને પૂછ્યું: "કેમ અંધારાં આવ્યાં? બરાબર ખાતી નહિ હો."

"તમે માગી માગીને આવું માગ્યું?"

"અરરર, તું સાંભળી ગઈ? મેં તને ના પાડી હતી તો પણ ઉપર આવી?"

"એ દિવસથી તમે દૂધ પીતા નહોતા. તમે પીધું કે નહિ તે જોવા આવી હતી. ત્યાં મેં આ સાંભળ્યું."

"ભૂંડું થયું અલી! હું કંઈ ધારતો હતો ને કંઈ થઈ બેઠું. તને એ શું સૂઝ્યું?"

ગિરજા બેબાકળી બની ગઈ. એ ધ્રૂજતા, જરા લાંબા દેખાતા, હાથ ઊંચા કરી કેશવરામને ગાલે અડાડી તે બોલી: "શું થઈ ગયું? કહો, તમને કંઈ થશે?"

"ના, ના, મને તો કશુંજ નથી થવાનું."

"ના, તમે નથી કહેતા. મારાથી છુપાવો છો. તમને કંઈ નથી થવાનું ત્યારે એવું શું ભૂંડું થવાનું છે તે કહો."

"કહું છું કંઈ નથી. કશું કહેવા જેવું નથી."

"મારા સમ કહું છું. મને ચિંતામાંજ મારી નાંખવા ધારી છે કે શું? કહું છું કહો, નહિ તો અન્નજળ તજીશ."

"એમ ન કર, જો કહું. ભૈરવ પાસે કોઈનું મૃત્યુ માગ્યું હોય એ જે બીજું સાંભળે તે પણ મરે. હું નહોતો કહેતો કે સકામ ઉપાસના કરે તેનું સારું ન થાય!"

"હું મરું એ જ તમને અનિષ્ટ થાય એ જેવું મારે બીજું કશુંય નહિ. પણ તમે આટલાં વરસ મારે માટે અનુષ્ઠાન ન કર્યું, તે આવા કામ માટે કર્યું, હેં?"

કેશવરામે બહુ જ વહાલથી ચુંબન કરી કહ્યું: "બહુ કાળ ચઢ્યો અલિ! રહેવાયું નહિ." અને પછી રાઘવભટ્ટે કહેલી બધી વાત કહી. એ કહેતાં કહેતાં પણ તેના મોંમાંથી ફૂંફાડાની પેઠે શ્વાસ નીકળતો હતો. બધું કહી રહ્યા પછી તેણે કહ્યું: "બોલ, તારા સ્પર્શવાળા અંગથી હું બીજી કોઈનો સ્પર્શ કરું? એ હું કેમ સહન કરું?"

"અરે મારા ભોળા બ્રાહ્મણ! મને કહેવું તો હતું. હુંય કેવી બેવકૂફ કે તમને પૂછ્યું નહિ. તમે મને આ વાત કહી હોત તો કદી તમને આ કામ ન કરવા દેત. થયું, થવાકાળ. પણ હવે જુઓ. હું તો ચાલી. અને મારા જીવતાં મારું કહ્યું નથી કર્યું પણ મારા મૂવા પછી બીજી પરણજો. ને મારા જેવીજ તેને સુખી કરજો. ત્યાં રહી રહી યે તમને છોકરું જોઈશ તો રાજીરાજી થઈ જઈશ." ગિરજાએ સૂતાં સૂતાં કેશવરામને ગળે હાથ નાંખ્યો.

"આવાં મિથ્યા સ્વપ્નાં શા માટે સેવે છે? મારા કે તારા ભાગ્યમાં પ્રજા જ નથી."

"એવું ન બોલશો." પછી ખોળામાં રહ્યાં રહ્યાં જ જરા ઊંચાં થઈ કાનમાં કહ્યું. "જો આ અનુષ્ઠાન ન કર્યું હોત તો આજ પછીથી મેં તમને અનુષ્ઠાન કરવાનું અમુક વખત તો ન જ કહ્યું હોત." થોડો વખત સામું જોઈ રહીને, "આ દસ દિવસમાં મને ખબર પડી."

કેશવરામ આ સ્ત્રીનો અગાધ પ્રેમ, સ્વાર્પણ, પ્રસન્નતા, સર્વ જોઈ ચકિત થઈ ગયો. પોતે સ્ત્રીને રાજી કરવા અનુષ્ઠાન તો ન કર્યું, પણ સ્વાભાવિક રીતે તેની જે આશા ફળવાનો સંભવ હતો તે પણ તેણે આ અનુષ્ઠાન કરીને છેદી નાંખ્યો! અને છતાં એ તો એટલા જ પ્રેમથી જીવે છે, અને પોતે મરશે તેમાં પણ હર્ષ પામે છે! તેને ચૂપ જોઈ ગિરજા ફરી બોલી: "કેમ બોલતા નથી? તમારું ભાખેલું ભવિષ્ય ખોટું પડે તેમાં આટલા મૂંગા થઈ ગયા! મને વચન આપો કે પરણશો."

કેશવરામે કહ્યું: "જો તું કહે છે ત્યારે કહું છું. તું મરીશ એ નક્કી છે, અને તે પછી હું સંન્યાસ લઈશ એ પણ નક્કી છે. હું તો એમ માનતો હતો કે હું મરીશ, પણ દૈવને મારું ખરાબ કરવું હોય તો તો ખરે જ તને મારીને જ કરે. પણ આમ થાય કે તેમ થાય, હું રાઘવ ભટ્ટને કહેતો આવ્યો છું, કે મારો ને એનો બન્નેનો ગરાસ તમને મળશે. એ સાચું જ પડશે."

"મારા ભલા બ્રાહ્મણ! તું આટલો ભલો ભોળો છે, ને તારામાં કોણ જાણે ક્યાંથી આટલો કાળ ભર્યો છે."

"ખરેખર, ભાગવતમાં ક્રોધને ચાંડાલ કહ્યો છે, તે ખરું છે!"

"ત્યારે ખરેખર આનો કાંઈ ઉપાય નથી? એને કોઈ રીતે બચાવી ન શકો?"

"હું પોતે મરીને પણ નહિ જ." — ખોળામાં સૂતી સૂતી

ગિરજા ચમકી ઊઠી. તે બેઠી થઈ, ત્યારે તેને સમજાયું કે તેને ઘણો જ થાક લાગ્યો છે.

કીલાભટ્ટ રાજવૈદ્ય હતો. ત્રણ પેઢીથી તેનું કુટુંબ રાજકુળનું વૈદું કરતું. તેમણે રસ એટલે પારો સિદ્ધ કર્યો છે એમ મનાતું. મોટા અસાધ્ય રોગો વખતે એને બોલાવતા. કેશવરામના અનુષ્ઠાન પછી થોડા જ દિવસમાં એક પડોશના રાજાની આંગળી પાકી, આંગળી પર ચાંદું પડ્યું. તેના વૈદ્યોની સારવારથી એ મટ્યું નહિ, અને ત્રણ વૈદ્યોમાંથી બેની સલાહ કીલાભટ્ટને બોલાવવાની પડી. કીલાભટ્ટ મોટા ઠાઠમાઠ સાથે આવ્યા, અને પોતાના સિદ્ધ કરેલા પારાની વાત કરી. પેલા મતભેદવાળા વૈદ્યે કહ્યું કે પારો મરે છે એ વાત ખોટી છે, પારો સોનું ખાય છે એ વાત ખોટી છે, અને પારો વિષ જ છે. આ રોગમાં એની જરૂર નથી. કીલાભટ્ટે ત્રણ પેઢી ઉપર સિદ્ધ કરેલો પારો પોતાના ઘરમાં છે અને તે રોગીને તો વિષ નથી જ પણ સાજો માણસ પણ તે ખાઈ શકે, એમ પ્રતિજ્ઞા કરી. એટલું જ નહિ, ચડાઉપણે કહ્યું કે આમાં વિવાદ શો ? જૂના સમયમાં રાજકુળમાં વૈદ્ય જે દવા આપતો તે પોતે ખાઈ બતાવતો, તો હું ખાઈ બતાવું; એટલું જ નહિ, તમારા દેખતાં કહું છું કે મહારાજાને આપવાની માત્રા એ જુઓ આટલી છે, અને એ આપતા પહેલાં જુઓ હું તેનાથી દસગણી માત્રા અહીં તમારા દેખતાં લઉં છું. અને બધા હાં હાં કરતા રહ્યા અને પોતે પાણી મગાવી દસગણી માત્રા પેટમાં ઉતારી ગયા. પણ સાંઝે જ તેમની તબિયત બગડી એટલે રાતોરાત નન્દીગઢના રાજ્યે મને બોલાવ્યો છે કહી પોતાને ગામ પહોંચી ગયા અને તરત જ પારાના ઉતારની દવા શરૂ કરી. તેમ છતાં પારો તો ઊડ્યો જ. કીલાભટ્ટે એક બાજુ ખાનગીમાં વિષની પ્રતિક્રિયા માટે બધા ગ્રંથો જોવા માંડ્યા, અને બીજી બાજુ પારો તો બરાબર સિદ્ધ કરેલો, ત્રણ પેઢીના અનુભવનો હતો, કદી ઊડે જ નહિ, આ તો સર્વ કેશવરામની ઉપાસનાનાં ફળ છે, એમ જાહેરમાં વાતો કરવા માંડી. જેમ જેમ વિષનાં ચિહ્નો પ્રત્યક્ષ દેખાવા

માંડ્યાં તેમ તેમ તેમણે એ વાતો વધારે ઝનૂનથી કરી. તેમને ત્યાં સાંઝ સવાર મોટો ડાયરો જામતો જ, અને આ દરદથી ડાયરાની સંખ્યા વધતી જતી. અને સાંભળનારા વધતા, તેમ તેમ તેમની પોતાની વાતની પ્રતીતિ અને તેનું કથન વધારે વધારે ઉત્સાહ અને વેગથી થતું જતું હતું.

પણ અંતે તો ભયંકર ચિહ્નો દેખાયાં. દિવસ આખો મોંમાંથી તપેલાં ને તપેલાં ભરાય એટલી લાળ ગળ્યા કરતી. દાંતનાં પેઢાં સૂણીને એવાં થઈ ગયાં કે મોં ઓળખાય નહિ. લાળ ગંધાવા માંડી. શરીર આખે ચાંદાં પડી ગયાં; તદ્દન અપંગ થઈ ગયા. રૂના પોલમાં શરીર રાખવું પડે એટલું આળું થઈ ગયું. ઘેર આવતો ડાયરો તદ્દન પાતળો પડી ગયો એટલે રોગનો પણ જે એક ઉત્સાહ હતો તે ઓસરી ગયો. છતાં ઝનૂન વધતું ગયું. અને એક સાથે પારાની સિદ્ધિ અને કેશવરામનું પાપ સાબિત કરવાનો એમણે એક ઉપાય શોધી કાઢ્યો. તેમને ખાત્રી હતી કે હવે એક બે દિવસમાં મરી તો જવાશે જ. એટલે એમણે કેશવરામને આંગણે મરીને તેને બ્રહ્મહત્યા દેવાનો નિશ્ચય કર્યો.

સવારનો પહોર હતો. કેશવરામ નિત્યનિયમ પ્રમાણે નદીએ નાહવા ગયો હતો. ગિરજાને કચડપાપડ રહ્યા કરતું. તે ક્ષીણ થઈ ગઈ હતી. તે જરા મોડી ઊઠી એટલે બેસી શાન્તિથી દાતણ કરતી હતી, તેટલામાં બે ભોઈઓએ ઉપાડેલો મિયાનો આવ્યો. કોઈ રાજનું તેડું હશે એમ વિચાર કરતી ગિરજા જોઈ રહી હતી ત્યાં અંદરથી કોઈ વિલક્ષણ પ્રાણીના જેવો મોટો અવાજ થયો. ભોઈઓએ મિયાનાનાં બારણાં ઉઘાડ્યાં અને અંદરથી લોહીમાંસના લોચા જેવું શરીર બહાર નીકળ્યું. જોતજોતામાં ચીસો પાડતું તે પાસે આવ્યું. તે ચાલીને આવ્યું કે દડીને આવ્યું તે પણ સમજાય નહિ એવી રીતે આવ્યું. કોઈ જૂના ઘર ઉપરથી ગારના પોપડા ઠેકાણે ઠેકાણેથી ઊખડી જાય અને અંદરની ગાબડાં પડેલી ભીંત દેખાય, તેવું તેમનું શરીર દેખાતું હતું: જાણે ભગવાન લોહીમાંસ મજ્જાનું શરીર બનાવી તેને ચામડાથી

ઊઠવાનું જ ભૂલી ગયા હોય એવું દેખાતું હતું. શરીરમાં માત્ર આંખો ઉપરથી મોઢું છે એમ ઓળખાય એવું રહેલું હતું, બાકી લોહીમાંસના પીંડા જેવું જ હતું. કીલાભટ્ટને મનુષ્યની વાચા નહોતી, મનુષ્યનું મુખ નહોતું, મનુષ્યની આકૃતિ નહોતી, અને હવે તો મનુષ્યનું માનસ પણ નહોતું. માત્ર કેશવરામને શાપવાની એક ઝનૂની ઇચ્છાથી તેનું પિંડ એ દિશામાં ઊછળ્યું, એણે માથું ફૂટયું, લોહી નાખ્યું, તે પછડાયું અને પછી ત્યાં જ નિર્જીવ થઈને પડ્યું.

ગિરજા તો આ ભયંકર દૃશ્ય જોઈને બેભાન જ થઈ પડી. થોડી વારે કેશવરામ આવ્યો. તેણે એક તરફ મિયાનો,—બાઈઓ તો ચાલ્યા ગયા હતા—અને મિયાના પાસે કીલાભટ્ટનું મરેલું પિંડ, અને બીજી તરફ ગિરજાને બેભાન પડેલી જોઈ. તે બધું સમજી ગયો. તે તરત જ ગિરજાને ઉપાડી ઘરમાં લઈ ગયો અને તેની સારવાર કરી. બીજી તરફ પાડોશમાં કોઈને કહી ગામના બ્રાહ્મણોને બોલાવ્યા અને બાઈઓને બોલાવી ગિરજાની સંભાળ રાખવા કહી પોતે શબને અગ્નિદાહ દીધો. અને કીલાભટ્ટને પણ કોઈ નજીકનું નહોતું એટલે કેશવરામે પોતે જ તેની સર્વ ઉત્તરક્રિયા કરી.

ગિરજા શરીરે ક્ષીણ થતી જ ચાલી. આંગણામાં જોયેલું કીલાભટ્ટનું અંતિમ દૃશ્ય તે કદી ભૂલી શકી નહિ. કેશવરામે એ આભાસથી તેને મુક્ત કરવા પરગામ જઈ રહેવા કહ્યું, પણ તેણે માન્યું નહિ: "જિંદગીનાં સુખીમાં સુખી વરસો જ્યાં ગાળ્યાં છે તે જગા છોડીને નહિ જાઉં, અને હવે મરવાની છું ત્યારે તો આ મારા ઘરમાં જ મરીશ." અંતે કેશવરામના અનન્ય પ્રેમને ઠેઠ સુધી ભોગવતાં તેણે પ્રાણત્યાગ કર્યો.

અલબત, કેશવરામને ઘણું દુઃખ થયું પણ ગિરજાની તે સંભાળ લઈ શક્યો અને ગિરજા એટલા પ્રેમથી ઠેઠ સુધી પ્રસન્ન રહીને ગઈ એમાં એને સાન્ત્વન પણ ઘણું મળ્યું. તેણે હવે કંઈ મૃદુ થયેલા

મનથી, મહેણાથી નહિ પણ કેવળ સૌજન્યથી, પોતાનો ગરાસ રાઘવ ભટ્ટને સોંપ્યો અને પોતે સંન્યાસ લઈ નર્મદા કિનારે અજ્ઞાતવાસમાં રહેવા માંડ્યો.

એક વિદ્વાન તરીકે અહીં તેની કીર્તિ થઈ પણ તે કીર્તિનો પણ નિઃસ્પૃહ થઈ રહેતો હતો. તેને બધી વાતની શાંતિ હતી. માત્ર કીલો ભટ્ટ ગમે તેવો દુર્જન હતો છતાં તેનું એવું ભૂંડું મૃત્યુ તેણે આણ્યું એનો પશ્ચાત્તાપ તેને સતત રહેતો.

સામાન્ય રીતે અહીં તેને પૂર્વજીવનના સંસ્કારોનું કદી ઉદ્બોધન-નિમિત્ત મળતું નહિ. ઘણે વરસે એક જુવાન બ્રાહ્મણ આવ્યો અને તેણે કેશવરામ—હવે તો સચ્ચિદાનંદ સરસ્વતી—ને પ્રણામ કર્યા અને એકાન્ત જોઈ પ્રશ્ન પૂછ્યો કે પૂર્વાશ્રમના કેશવરામ આપ જ? હા કહેતાં તેણે અત્યન્ત આજીજીથી ભૈરવના ઇષ્ટમંત્રની દીક્ષા માગી. કહે છે કે મૃત્યુસમયે માણસના મનમાં તેનું આખું જીવન એક ક્ષણમાં ચિત્રની પેઠે પસાર થઈ જાય છે. કેશવરામને તેમ જ થયું. તેનું ગત જીવન તેની નજર આગળથી પસાર થઈ ગયું. તેને નવાઈ લાગી કે આટઆટલા પશ્ચાત્તાપ છતાં એ મંત્ર તે કેટલા લોભથી અને મમતાથી સાચવી રહ્યો હતો. માલમિલકત, પત્ની, પ્રેમ, કીર્તિ સર્વનો મોહ છોડ્યા પછી પણ આ અદ્વિતીય શક્તિનો મોહ તેને છૂટ્યો ન હતો!

એક દીર્ઘ શ્વાસ લઈ તેણે એક સેવક સાથે પંચપાત્ર, આચમની, દર્ભ અને થોડું પાણી મગાવ્યાં. પેલો આગન્તુક પોતાને મંત્રદીક્ષા મળશે એ આશાએ વધારે નમ્ર અને આતુર બની બેઠો. મગાવ્યા પ્રમાણે બધું આવ્યા પછી સચ્ચિદાનંદે તરભાણામાં પાણી રેડી, દર્ભનો ત્રણ આંગળનો ટુકડો કરી, તેના અગ્રથી પાણીમાં એક આકૃતિ દોરી, મંત્ર ભણી એ દર્ભનો ટુકડો, એ આકૃતિને સમર્પતો હોય તેમ, તેના પર મૂક્યો. અને એ ક્રિયાની જાણે કૃતકૃત્યતા ભોગવતો હોય એમ બે ઘડી એ સ્વસ્થ બેસી રહ્યો. થોડીવારે પેલો આગન્તુક ફરી પ્રાર્થના

કરવા "સ્વામીજી" એટલું કહે છે એટલામાં સ્વામીએ કહ્યું: "તારા દેખતાં જ મેં એ મંત્ર વિસર્જન કર્યો."*

"વિસર્જન કર્યો?"

"હા. અને બચ્ચા, મારું માન તો એ માર્ગે ન જતો. એ નાશનો માર્ગ છે."

"પણ સ્વામીજી, મારા જીવનનું એ એક મહાન ધ્યેય છે!" સ્વામીએ પોતાનું આખું પૂર્વજીવન કહ્યું અને છેવટે કહ્યું: "માણસે માણસની શક્તિથી જ કામ કરવું જોઈએ. પોતે દિવ્ય થયા વિના દિવ્ય શક્તિ નહિ લેવી જોઈએ."

"પણ આપે કેમ જાણ્યું કે હું પણ એ શક્તિનો દુરુપયોગ કરીશ જ? હું સંયમ કેમ જાણ્યું નહિ રાખી શકું?"

"તું બાળક છે. પોતાના લાભ ઉપર સંયમ રાખવો સહેલો છે. બીજાનું ભૂંડું કરવાની વૃત્તિ ઉપર સંયમ રાખવો વધારે અઘરો છે."

પણ પેલો સાંભળતો જ નહોતો. હવે તે નિરાશ થયો હતો અને તે સાથે તેની ધીરજ અને કેશવરામ માટેનું આદરમાન સર્વ ચાલ્યાં ગયાં હતાં. તેણે કહ્યું: "કંઈ નહિ. કાશીમાં આપના ગુરુભાઈ છે તેમની પાસેથી હું મંત્ર લઈશ." તે ચાલ્યો ગયો.

સચ્ચિદાનન્દ સરસ્વતી એક હાથ પાછળ મૂકી, તેના પર અઢેલી કેટલી ય વાર તેને જતો જોઈ રહ્યા. ઓલવાતા ધૂપની છેલ્લી પાતળી સેર થોડીવાર દેખાઈ વાતાવરણમાં અદૃશ્ય થઈ જાય, તેમ તેમના મનમાં ઊંડે વિચાર સ્ફુરી અદૃશ્ય થઈ ગયો: "એક દિવસ મેં પણ આમ જ માનેલું હતું!"

---

* મંત્ર વિસર્જન કર્યા પછી એ કોઈને આપી શકાતો નથી, અને તેનાથી કશી સિદ્ધિ પણ થતી નથી એવી માન્યતા છે.

# શુદ્ધિપત્ર

| પૃષ્ટ સંખ્યા | પંક્તિસંખ્યા | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૬ | જેણે છે | જણે છે |
| ૨૭ | ૭ | ઉડાવતાં. | ઉડાવતાં કર્યું. |
| ૫૫ | ૬ | નથી હોતાં. | નથી હોતાં. |
| ૫૮ | ૧૮ | આલી | આવી |
| ૮૭ | છેડેથી ૨ | કે તો | કે હું તો |

## જાગ્રત ચીન

લેખક : **શ્રી. ઉત્સવ પરીખ**

ડૉકટર સુનયાત સેન અને માર્શલ ચાંગ કાઇ શેકને હાથે ચીનના થયેલા નવઘડતરની આજ દિન સુધીની કથા. શ્રી. મહેરઅલીની પ્રસ્તાવના સાથે.

# ધ મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ.

● [illegible] પુસ્તકો ●

**ગીતાંજલિ અને બીજાં કાવ્યો:**
અનુ: નગીનદાસ પારેખ
કિં. ૧-૪-૦

કવિવર રવીન્દ્રનાથને જેને માટે નોબેલ ઇનામ મળ્યું હતું તે વિશ્વ-વિખ્યાત ગ્રંથનો મૂળ બંગાળીમાંથી કરેલો ગદ્યપદ્યાત્મક અનુવાદ. વિવિધ શૈલીનાં વધારાનાં કાવ્યો, કવિવરનો અંતિમ અવસ્થાનો ફોટો અને શ્રી કાકાસાહેબની પ્રસ્તાવના સાથે.



**પાસિફિક:**
લેખક: ભાસ્કરરાવ વિદ્વાંસ
કિં. ૦-૧૨-૦

પાસિફિકનું મહત્ત્વ; ભૌગોલિક દર્શન–સત્તાનું સંઘર્ષણ – જાપાનનું પુનરુત્થાન–રાજ્ય વિસ્તાર શા માટે–મંચુકુઓ અને ચીનમાં પ્રવેશ–પૂર્વના રાજકારણના પ્રવાહો – પાસિફિકની સત્તાઓનું બલાબલ – દક્ષિણ સમુદ્ર તરફનો ધસારો–નવી વ્યવસ્થા.



**દ્વિરેફની વાતો** ભાગ ત્રીજો:
લેખક: શ્રી રામનારાયણ વિ. પાઠક
કિં. ૧-૧૨-૦

બીજો ભાગ પ્રગટ થયા પછી લખાયેલી તેર વાર્તાઓનો સંગ્રહ. ચાર વાર્તા પહેલ વહેલી આ સંગ્રહમાં જ પ્રસિદ્ધ થાય છે.



**તીર્થસલિલ:**
અનુ॰ નગીનદાસ પારેખ
કિં. ૨-૮-૦

શ્રી અરવિંદ ઘોષ, મહાત્મા ગાંધી, રવીન્દ્રનાથ ઠાકુર, રોમાં રોલાં અને બર્ટ્રાન્ડ રસેલ–ના જીવનને લગતા અનેક પ્રશ્નો ઉપરના વિચારો જેમાં રજૂ થયા હોય એવું આ પહેલું જ પુસ્તક છે.



JACKET PRINTED BY LORDKIN PRINTERY, AHMEDABAD.